# ગુજરાત રાજકીય પરિષદની ઉત્પત્તિ.

પ્રથમ ગુજરાત પરિષદમાં થએલાં કામકાજની વિગતો રજુ કરતાં પહેલાં આ પરિ-ની ઉત્પત્તિ વિષે અત્રે સંક્ષેપમાં વર્ણન કરવું યથાર્થજ ગણાશે. પ્રથમ તો ગોધરાના કેટ-ક ગૃહસ્થોનો એવો વિચાર થયો કે, મુંબઈ ઇલાકાની પ્રાંતિક કોન્ફરન્સ ભરવી પરંતુ ના સંબંધમાં કેટલેક મનભેદ પડયો એટલે તે વિચાર બાજુએ મુકવાની જરૂર પડી અને પછી હિંદ સેવક સમાજવાળા રા. અમૃતલાલ વિ. ઠક્કરની સુચનાને અનુસરી બધા જીલ્લા-ઓને ગુજરાત પરિષદ ભરવાના સંબંધમાં તેમનો શું અભિપ્રાય છે તે પુછાવવામાં આવ્યું. સુરત સિવાય અન્ય સર્વે જીલ્લાઓએ તેમ કરવા તરફ પસંદગી દર્શાવી અને તેમ કરવાનો વિચાર મજબુત થયો. આથી પ્રાંતિક કાંગ્રેસ કમિટીને પુછવામાં આવ્યું તેનો એ કમિટીએ એવો જવાબ આપ્યો કે, કોન્ગ્રેસનાં બંધારણના ધારા ધોરણમાં કોઈ નિયમ નહિ હોવાથી તેઓ એવી રીતે ગુજરાત પરિષદ ભરવાની છુટ આપી શકે નહિ. એ વિષે કેટલોક પત્ર વહેવાર ચાલ્યા પછી પ્રાંતિક કોન્ગ્રેસ કમીટીના સેક્રેટરી રા. નારાયણ મહાદેવ સમર્થને મળીને પરિષદ ભરવાની ગોઠવણ કરવામાં આવી.

એ પછી કામ આગળ ચલાવવામાં આવ્યું. પ્રમુખ તરીકે મહાત્મા શ્રી મોહનદાસ કરમચંદ ગાંધીની નીમણુંક કરવામાં આવી અને એ કર્મવીર નરરત્ને તેનો સ્વીકાર કર્યો. આથી ઉમંગમાં ઘણો વધારો થયો. ડૉક્ટર માણેકલાલ નરશીદાસ અને વકીલ રા. હસ-સુખભાઈ લલુભાઇ શાહે ભારે ઉત્સાહથી પરિષદને ફતેહમંદ બનાવવાના હેતુથી પ્રયાસ કરવા માંડયો. તે માટે ફંડ એકઠું કરવા માંડયું તેમાં પંચમહાલ જીલ્લાના અને ગોધરા શહેરના લોકોના મળી કુલે રૂ. ૪૦૦૦ ભરાયા. શેઠ પ્રભાશંકર જાનીએ શરૂઆતમાંજ ઉમંગ દેખાડી પોતે સારી રકમ ભરી અને પોતાની ઓળખાણ પીછાણ અને લાગવગનો ઉપયોગ કરી તેમાં સારી રકમો ભરાવી આપી હતી. તેજ પ્રમાણે ગોધરાના વકીલ મંડળે પણ ફંડ સારૂં એકઠું થાય તે માટે બહુ સારી મહેનત કરી હતી.

પ્રથમજ વિઘ્ન નડયું. ગોધરા શહેર બધી બાજુએ રેલ્વે સડકોથી ઘેરાઇ ગયેલું છે ટલે કોઈ ઠેકાણે પરિષદ ભરવા લાયક મોટો મંડપ બાંધવાની સવડ થતી નહોતી. તેમ છતાં એક જગા પસંદ કરી પણ છેલ્લા ભારી વરસાદના સબબે થોડુંજ ખોદ કામ કરતાં માંથી પાણી નીકળ્યું અર્થાત એ જમીન મંડપ બાંધવા માટે નિરૂપયોગી થઇ પડી. બીજી જગ્યાની શોધ કરવા માંડી અને બહુ મુશ્કેલી જણાવા લાગી. તેવામાં શેઠ પુનમ-ચંદ હરીલાલ મોદીએ ગોધરાની હદ પુરી થઇ વાવડી ગામની હદ શરૂ થાય છે ત્યાં આગળ પ્રભાવતી નદીના કિનારા ઉપર ઉંચાણમાં આવેલી પોતાની જમીન પરિષદનો મંડપ બાંધવા સારૂ આપવાનો ઉમંગ દેખાડયો જે માગણી કમિટીએ ઉપકાર સાથે સ્વીકારી ત્યાં મંડપ બાંધવા ઠરાવ્યું. એવીજ ઉદારતાથી શેઠ ઇસ્માઇલ સીદીક મી[illegible] વગેરેએ મંડપ બાંધવા માટે લાકડકામ આપવા કબુલ્યું. મંડપ બાંધવાનું કામ શરૂ કરવામાં આવ્યું તેમાં પણ કેટલુંક કામ થયા પછી વળી વિઘ્ન નડયું. કદી પણ આશા ન રાખી શકાય એવી રીતે પુરતો વખત વીતી ગયેલો છતાં પરિષદ મળવાના માત્ર થોડાજ દિવસ બાકી હતા ત્યારે સખત વરસાદ પડયો અને મંડપ બાંધવાનું કામ લગભગ અર્ધું થઇ ગયેલું તે બધું ગયું અને કરેલી મહેનત રદ ગઇ એટલુંજ નહિ પણ બાકી રહેલા થોડાજ સમ- ફરીથી તે સર્વ કામ પાછું નવે સરથી કરી મંડપ તૈયાર કરવાનું માથે આવી પડયું.

બહુજ મુશ્કેલ હતું પણ રા. ચુનીલાલ છગનલાલ વૈદ્ય અને રા. અંબારામ ત્રિભુ પંડયાએ રાતદિવસ અસાધારણ મહેનત ઉઠાવી સુંદર મંડપ વખતસર તૈયાર કર્યો કમિટી તેમનો આ સ્થળે ધન્યવાદ પૂર્વક ઉપકાર માને છે.

ગોધરા શહેરમાં ઘોડા ગાડીઓની સગવડ જોઇએ તેવી નહિ હોવાથી વડોદરાથી ઠીક ઘોડાગાડીઓ ખાસ આ પ્રસંગ માટે બોલાવવી પડી હતી અને તેની વ્યવસ્થા સુ રાખવા માટે રા. વીઠલદાસ કરસનદાસ શાહે ભારી મહેનત કરી હતી, આખા ગુજરા પ્રાંત અને મુંબઇ સુધીથી આવનારા પરોણાઓને ઉતારો આપવા માટે શહેરના માનવંત શ્રીમંતો શેઠ હાજી ઇબ્રાહીમ દડી. રા. સા. ભાઉરાવ દેસાઇ, શેઠ દ્વારકાદાસ દેસાઇ વગેરેએ ઉદારતાથી પોતાનાં મકાનો કમીટીને હસ્તક સોંપી પરિષદના કામને કીંમતી મદદ આપી હતી. એ સર્વે તેમજ અન્ય જે જે ગૃહસ્થોએ કમિટીને તેના કામમાં સરળતા કરી આપવા મદદ કરી તેમનો આ સ્થળે અંતઃકરણ પૂર્વક ઉપકાર માનીએ છીએ.

મંડપની રચના સાદી પણ સુંદર અને દશહજાર માણસ સારી રીતે બેસી શકે તેવી સગવડ ભરેલી કરવામાં આવી હતી. પેસતાં મોખરા ઉપર ૩, બે બાજુએ દરેક તરફ બે અને પાછળ ૧, મળી કુલે ૮ દરવાજા બનાવવામાં આવ્યા હતા. મોખરાના સઉથી મુખ્ય મધ્યના દરવાજા ઉપર હિંદ દેવીનું ચિત્ર ઉતારવામાં આવ્યું હતું. અંદર પેસતાં બધી બાજુએ વાવટા તોરણ અને પુષ્પમાળાઓ બાંધવામાં આવી હતી અને સામે પ્લેટફોર્મ ચાર પાંચ ફીટ જેટલું ઉંચું બનાવવામાં આવ્યું હતું, જેના ઉપર એક તરફ સ્ત્રીઓ અને બીજી તરફ સ્વાગત કમિટીના સભ્યો અને ડેલીગેટો માટેની બેઠકો રાખવામાં આવી હતી. વચમાં વળી આશરે બસો માણસ બેસી શકે તેવું પ્લેટફોર્મ પ્રમુખ અને માનવંતા પરોણાઓ માટે બનાવવામાં આવ્યું હતું. મંડપની મધ્યમાં વક્તાઓ માટે એક ઉંચો માંચડો ઉભો કરવામાં આવ્યો હતો જેને ફરતી બધી બાજુએ ખુરશીઓની બેઠક પ્રતિનિધિઓ અને પ્રેક્ષકો માટે ગોઠવવામાં આવી હતી છેવટે મંડપની ત્રણે બાજુએ સરકસના જેવી ગેલેરી ચણવામાં આવી હતી જે પ્રેક્ષકોની મોટી સંખ્યા માટે સગવડ ભરી થઇ પડી હતી. એ ગેલ ચણવા માટે કરેલા કોટ ઉપર મંડપની બહાર લીલોતરી ઉગાડવામાં આવી હતી. મંડપ આગળ ઝાડનાં કુંડાં વગેરે ગોઠવેલાં હોવાથી બગીચા સરખો રમ્ય દેખાવ થઇ રહ્યો હતે બાજુમાં ચાહપાણીની સમાજનો માટે સગવડ કરવામાં આવી હતી. મંડપના મુ દરવાજા પાસે એક બેન્ડ હાજર રહેતું હતું તે માનવંત પરોણાઓને સુંદર સરોદો વડ આવકાર આપતું હતું. મુખ્ય પ્લેટફોર્મને ખાસ શણગારવામાં આવ્યું હતું. ઉંચા પ્રકાર કોચ અને ખુરશીઓ ગોઠવવા ઉપરાંત તેની પીઠે આવેલી મંડપની દીવાલ ઉપર પરિષદ ઉદ્દેશના બરાબર અનુસરતાં ત્રણ વાક્યો “ હોમરૂલ મારો જન્મસિદ્ધ હક્ક છે ” “ આત્મવા ગુમાવવા કરતાં શારીરિક સ્વતંત્રતા ગુમાવવી બહેતર છે ” અને “ વંદે માતરમ”. વાક્યોના તેમજ આકર્ષક ચિત્રોના પડદા ટાંગવામાં આવ્યા હતા.

એ પ્રમાણે પ્રથમ ગુજરાત પરિષદને સ્વરૂપમાં સુંદર અને સગવડમાં સંપૂર્ણ બનાવ માટે બની શકતી દરેક તજવીજ કરવામાં આવી હતી. જે ઉમેદથી આ સર્વ કરવામાં આ હતું તે પાર પડેલી જોવાનો દિવસ નજદીક આવ્યો. કોન્ફરન્સનું કામકાજ તા. નવેમ્બરથી શરૂ થવાનું હતું. તેના પ્રમુખસ્થાનને દીપાવવા માટે પ્રમુખ મહાત્મા તા. ૨ જીને દિને પધાર્યા હતા.

## પ્રમુખ મહાત્મા ગાંધીજીની પધરામણી.

પ્રમુખ મહાત્મા ગાંધીજી પધારવાના હોવાથી શહેરની પ્રજામાં આજે ભારે ઉમંગ જણાતો હતો, તેઓશ્રીને સરઘસના આકારમાં, તેમનો ઉતારો જેની શેઠ દડીના બંગલે વ્યવસ્થા રાખવામાં આવી હતી, ત્યાં સુધી લેઇ જવા માટે, રા. ચંદુલાલ ...દાસ પારીખ અને મણીલાલ વાડીલાલવાળા રા. મોહનલાલે ખાસ તૈયારીઓ કરી હતી. ... તે માટે એક અલાહેદુ ફંડ ઉભું કરવામાં આવ્યું હતું. મહાત્માશ્રીને સ્વાગત કરવા માટે ખાસ વડોદરાથી ચોઘડીઆં બોલાવવાનાં હતાં અને તેને શહેરનો ભાગ શરૂ થતાં જે આરક ઉભું કરવામાં આવ્યું હતું તેની ઉપર બેસાડવામાં આવ્યાં હતાં. શહેરમાં સ્થળે સ્થળે અનેક પ્રકારનાં આવકાર આપનારાં, આશા દર્શાવનારાં અને સ્વરાજ્ય તેમજ હોમરૂલ મેળવવાની આશા પ્રદર્શિત કરનારાં વાક્યોના પાટીઆં અને તોરણો લટકાવવામાં આવ્યા હતાં.

ટ્રેન આવવાનો વખત થતા પહેલાં બહુ વખતથી લોકોએ સ્ટેશન તરફ ચાલવા માંડયું આશરે ત્રણ હજાર માણસ સ્ટેશન પર હાજર થયું હતું. આજે ટ્રેન હમેશ કરતાં મોડી છતાં ત્યાંથી મેદની ઓછી થઇ નહોતી. સ્વાગત મંડળના પ્રમુખ રા. મણીલાલ હરીલાલ મહેતા અને એ મંડળના સંખ્યાબંધ સભ્યો તેમજ સ્વયંસેવક મંડળના કેપ્ટન મી. પી. એમ. શાહ અને સંખ્યાબંધ સ્વયંસેવકો પ્લેટફોર્મ ઉપર ગયા હતા. એ ઉપરાંત અન્ય પ્રતિષ્ઠિત ગૃહસ્થોની પણ મોટી સંખ્યા ત્યાં હતી, ગાડી લગભગ એક વાગે ગોધરા આવી પહોંચી. સ્ટેશનમાં ગાડી દાખલ થતાંજ " વંદે માતરમ્ " " મહાત્મા ગાંધીજીની જય " અને " હિંદ મૈયાની જય " ના અવાજો પ્લેટફોર્મ ઉપરનાં તેમજ બહારનાં માણસોએ જોરશોરથી કર્યા. કર્મવીર ગાંધીજી અને તેમનાં પત્ની સૌ. કસ્તુરબાઇ ત્રીજા વર્ગના ડબામાં બેઠા હતા. ગાડી થોભતાંજ સ્વાગત મંડલના પ્રમુખ રા. મણિલાલ હરિલાલ મહેતાએ ડબામાં દાખલ થઇ તેમને પુષ્પમાળ અર્પી સ્વાગત કર્યું. એ પછી કર્મવીર ગાંધીજી ગાડીમાંથી ઉતર્યા. તેમણે પોતાનો સફેદ ખાદીનું પ્હેરણ માત્ર પહેર્યું હતું અને તે ઉપર ગરમ ધાબળી ઓઢી હતી. માથે ઉપર સફેદ ટોપી હતી. પગ ઉઘાડાજ હતા. તેમનાં પત્ની સૌ. કસ્તુરબાઇએ પણ સાદું લીલું વસ્ત્ર પહેર્યું હતું. તેમને બહાર લેઇ જવા એ ઘણું મુસ્કેલ હતું પણ સ્વયંસેવકોએ બેઉ બાજુ હારબંધ ઉભા રહી સરળતા કરી આપી અને દૈવી દંપતી સ્ટેશન બહાર જઇ પહોંચ્યા અને તેમને માટે ખાસ તૈયાર રાખવામાં આવેલી રા. દેસાઇજીની ગાડીમાં બીરાજ્યાં. તેની સમીપમાં દક્ષિણ આફ્રિકાવાળા શેઠ ઇમામ એ. કે. બવાઝીર અને પરિષદમાં સ્વાગત મંડળના પ્રમુખ રા. મણિલાલ હરિલાલ મેતા બેઠા હતા. સ્ટેશન બહાર ગયા પછી સ્વયંસેવકોએ " અમે તો પંચ મહાલીઓ, અમારા હસ્તને જોડી " નું ગીત સપ્રેમ ગાયું, સ્વયંસેવકોમાં કેટલાક દાઉદી વહોરા કોમના યુવકોની હાજરી બહુ ધ્યાન ખેંચતી હતી.

એ ગીત ગવાઇ રહ્યા બાદ સરઘસ વ્યવસ્થાપૂર્વક આગળ ચાલ્યું. સ્વયંસેવકો એક સૈન્ય રૂપે આગળ ચાલતા હતા. તેમના માનનીય કેપ્ટને સેનાપતિની ઢબથી ઘોડા ઉપર સ્વારી કરી હતી. મેદની દર પળે વધતીજ જતી હતી અને સ્વયંસેવકો માટે તેને કાબુમાં રાખવી અશક્ય થઇ પડે તેમ હતું તથાપિ તેમણે ધીરજથી અનેક ધક્કા મુકી સહીને પણ એકંદરે સારો બંદોબસ્ત જાળવ્યો હતો સરઘસ શેહરા ભાગોળ તરફ આગળ વધતું હતું ત્યાં રસ્તામાં એક સ્થળે " Home Rule is my Birthright " એ સુવર્ણ મય શબ્દો નજરે પડતા હતા. શહેરા ભાગોળેથી સરઘસ સરોવરની દિશાએ વળ્યું. પુજ્યભાવથી સ્થળે સ્થળે વંદનીય

દંપતિનો પુષ્પાદિથી આદર સત્કાર થતો હતો. સર્વે રસ્તા વાવટા તોરણ ઇત્યાદિથી શણ ગાર્યા હતા અને તેમાં વચ્ચે વચ્ચે "સ્વરાજ્ય વિના સુરાજ્ય અસંભવ છે." "દેશ ભક્ત ઘણું જીવો" વિગેરે મુદ્રાલેખ આકર્ષણ થાય તેમ ગોઠવવામાં આવ્યા હતા. મહાત્મા ગ મોઢ વણિક જ્ઞાતિના હોવાથી તળાવ દરવાજા પાસે તે જ્ઞાતિ તરફથી "કર્મવીર ગ ઘાયુ" ઇચ્છનારો મુદ્રાલેખ ટાંગવામાં આવ્યો હતો. એજ પ્રમાણે સોની જ્ઞાતિ ત "ઘણું જીવો" નો એક લેખ ટાંગવામાં આવ્યો હતો. સરઘસ વચમાં સ્વરાજ્ય સ ગીતો ગાતું ગાતું સાંતરીયા બજારમાં દાખલ થયું. આ સ્થળે ઉત્સાહ અસાધારણ દૃ ગોચર થતો હતો. કાપડીઆ ભાઇઓએ સુંદર સાડીઓ અને સુશોભિત વસ્ત્રના તાકાઓનાજ તોરણો બનાવી ભવ્ય દેખાવ કરી મુકયો હતો. ત્યાંથી સરઘસ મોટા બજારમાં દાખલ થયું ત્યાં તંબોળીઓએ પાનનાં, સુતારોએ લાકડાંનાં રમકડાંઓનાં, શાકપાનવાળાઓએ વિ પ્રકારનાં શાક ભાજીનાં ઇત્યાદિ વિવિધ પ્રકારનાં તોરણો અને મુદ્રાલેખો ટાંગી અનહદ કરી હતી. લોકોની ઠઠ પણ વધતીજ ચાલતી હતી એટલુંજ નહિ પણ બારીઓ, ઝરૂ અગાશીઓ વગેરે પ્રેક્ષકોથી ખીચોખીચ ભરાઇ ગયેલાં નજરે પડતાં હતાં. તે દંપતિનાં દર્શન કરી તેમને બે હાથ જોડી વંદન કરતાં હતાં તે પછી થોડીવાર સુથારની વાડી પાસે રોકાઇ કર્મવીર દંપતિને શેઠ દડી વાલાની વાડીએ લેઇ જવામાં આવ્યાં હતાં.

## લોકમાન્ય બાળગંગાધર તીલકની પધરામણી.

એજ પ્રમાણે લોકમાન્ય બાળગંગાધર તીલક પણ આ પરિષદને શોભાવવા માટે બીજે દિવસે ગોધરા આવી પહોંચ્યા હતા તેમને પણ તેવોજ હર્ષભર્યો અવકાર ગોધરાની પ્રજાએ આપ્યો હતો. લોકમાન્ય તીલકની ટ્રેન આવી પહોંચતાં સ્ટેશન ઉપર હાજર રહેલાંઓએ વંદે માતરમના ચાલુ ઘોષથી ગગન ગજાવી મુકયું હતું. ટ્રેનમાંથી ઉતરી તેઓ વેઇટીંગરૂમમાં ગયા. જ્યાં મહાત્મા ગાંધીજી તથા મી. ઇમામ સાહેબે તેમને સ્વાગત કર્યાં હતા. થોડીવાર ત્યાં વાર્તાલાપ કર્યા પછી સર્વે બહાર ગયા. લોકમાન્ય તીલક તેમને માટે તૈયાર રાખવામાં આવેલી ગાડીમાં બિરાજ્યા એટલે સંખ્યાબંધ માણસોએ તેમને પુ અર્પ્યાં હતા. બાદ તેમને સરઘસના રૂપમાં શહેરમાં લેઇ જવામાં આવ્યા હતા. ગાંધીજી જે રસ્તેથી પસાર થયા હતા તે સર્વે રસ્તાઓ ઉપર કરવામાં આવેલી સુશોભિ હજુ કાયમ રાખવામાં આવી હતી, અને પરિષદનું કામ શરૂ થવાનો વખત થયેલો હોવાથી જગ્યા મેળવવાને સંખ્યાબંધ માણસો મંડપ તરફ ગયેલાં હોવા છતાં ઘસમાં પણ સંખ્યાબંધ માણસોએ ભાગ લીધો હતો અને લોકમાન્યને સ્થળે સ્થળે પ્રેમપુર્વક સારો આવકાર આપવામાં આવ્યો હતો. પરિષદના મંત્રી રા. વામન સીતારામ મુકાદમના ઘર પાસે જઇ પહોંચતા સરઘસ વેરાયું હતું.

## ઓનરેબલ મી. મહમદ અલી ઝીણાની પધરામણી.

ઓનરેબલ મી. મહમદઅલી ઝીણા બેરીસ્ટર અને મી. જમનાદાસ દ્વારકાદાસ આ પરિષદમાં હાજરી આપવાને ખાસ ગોધરા પધાર્યા હતા, તેમને પણ ગોધરાની પ્રજા તરફથી સારો આવકાર અપાયો હતો. તેઓને પણ સ્ટેશન ઉપરથી ઉતર્યા પછી શહેરના કેટલાક ભાગ સુધી સરઘસના રૂપમાં લેઇ જવામાં આવ્યા હતા. ઓનરેબલ મી. ઝીણાની પધરામણી મુસલમાન ભાઇઓને માટે ખાસ ઉત્સાહપ્રેરક નીવડી હતી. શહેરની હિંદુ પ્રજા અને મંદિરોના પુજારીઓએ ઓનરેબલ મી. ઝીણા અને મી. જમનાદાસ દ્વારકાદાસને પ્રેમપુર્વક સારો આવકાર આપ્યો હતો.

# પહેલી ગુજરાત રાજકીય પરિષદ્.

## પ્રથમ દિવસ.

(તા. ૩-૧૧-૧૭.)

કામકાજ બે વાગે શરૂ કરવાનું હતું છતાં લોકોએ અગીઆર વાગતાંથી પરિષદ્‌ના મંડપ તરફ ચાલવા માંડયું હતું. શહેરથી ઠેઠ મંડપ સુધી પરિષદ્‌માં જનારાઓની હાર આખે રસ્તે અસ્ખલિત ચાલી રહેલી જણાતી હતી. કામ શરૂ કરવામાં આવ્યું ત્યાં સુધીમાં મુંબઈ, ગુજરાત અને કાઠિયાવાડના વિવિધ કોમનાં દશ હજાર કરતાં વધારે માણસો મંડપમાં હાજર થઇ ગયાં હતાં. હિંદુ, મુસલમાન, પારસી એ સર્વ કોમના પ્રતિનિધિઓ કૉન્ફરન્સમાં નજરે પડતા હતા. ગીરદી એટલી થઇ ગઇ હતી કે આ વખતે વ્યવસ્થા જાળવવા માટે સ્વયંસેવકોને બહુ મહેનત ઉઠાવવી પડી હતી. સભાજનોમાં આશરે પાંચસો જેટલી સન્નારીઓ પણ હતી.

પ્રમુખ મહાત્મા **મોહનદાસ કરમચંદ ગાંધીજી** વખતસર સભામંડપમાં દાખલ થતાં સભાજનોએ તેમને તાળીઓના ચાલુ અવાજોથી વધાવી લીધા હતા.

સભાનો ઉત્સાહ અપૂર્વ જણાતો હતો. જેમ જેમ વખત થતો ગયો તેમ તેમ આ શુભ કાર્યનો આરંભ થયલો જોવાની આતુરતા વધતી જતી હતી. દરેક રીતે સભાનો દેખાવ ઉત્સાહ અને આનંદથી ભરપુર જણાતો હતો.

સભાજનોના અત્યંત આનંદ વચ્ચે **સૌ. કુંવરબાઇ દેવજીભાઇ કલ્યાણજી**ની આગેવાની નીચે આશરે પંદરેક કુમારિકાઓએ કાર્યક્રમનો પ્રારંભ કર્યો. "ગુણવંતી ગુજરાત"નું નીચેનું સંગીત મધુર સ્વરે તેમણે ગાયું હતું.

ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંતી ગુજરાત !
નમિયે નમિયે માત ! અમારી ગુણવંતી ગુજરાત !
મોંઘેરાં તુજ મણિમંડપમાં ઝૂકી રહ્યાં અમ શીશ !
માત મીઠી ! તુજ ચરણ પડીને માગીએ શુભ આશિષ !-અમારી.
મીઠી મનોહર વાડી આ ત્હારી નંદનવન શી અમોલ;
રસફૂલડાં વીણતાં વીણતાં ત્યાં કરીએ નિત્ય કલ્લોલ !-અમારી.
સન્ત મહન્ત અનન્ત વીરોની વ્હાલી અમારી માત !
જય જય કરવા ત્હારી જગતમાં અર્પણ કરીએ જાત !-અમારી.

ઉંડા ઘોર અરણ્ય વિષે કે સુન્દર ઉપવન માંય;
દેશ વિદેશ અહોનિશ અન્તર એકજ ત્હારી છાંય !–અમારી.

સરસરિતા રસભર અમીઝરણાં, રત્નાકર ભરપૂર;
પુણ્યભૂમિ ફલફૂલ ઝઝૂમી, માત ! રમે અમ ઉર !–અમારી.

હિન્દુ મુસલમિન પારસી સર્વે માત ! અમે તુજ બાળ;
અંગ ઉમંગ ભરી નવરંગે કરીએ સેવા સહુ કાળ !–અમારી.

ઉર પ્રભાત સમાં અજવાળી, ટાળી દે અંધાર !
એક સ્વરે સહુ ગગન ગજવતાં કરીએ જયજયકાર !–અમારી.

નમિયે નમિયે માત અમારી ગુણવંતી ગુજરાત !

## વંદે માતરમ્

એ પછી ગાંધર્વ મહા વિદ્યાલયવાળા મી. દેસાઈ "વંદે માતરમ્"નું ગીત ગાવા ઉઠયા. સભાજનો પણ સર્વે ઉભા થયા અને મી. દેસાઈએ તે મધુર કંઠે ગાયું:—

વંદે માતરમ્ । સુજલાં, સુફલાં, મલયજશીતલામ્ શસ્યસ્યામલામ્ । માતરમ્ ॥ શુભ્રજ્યોત્સ્નાપુલકિતયામિનીમ્ । ફુલ્લકુસુમિત દ્રુમદલશોભિનીમ્, સુહાસિનીમ્, સુમધુરભાષિણીમ્ । સુખદાં, વરદાં, માતરમ્ ॥ ૧ ॥

સપ્તકોટિકંઠકલકલનિનાદકરાલે । દ્વિસપ્તકોટિભુજધૃતખરકરવાલે । અબલા તુમિ કશિ યાચ બલે । બહુબલ ધારિણીમ્ ॥ નમામિ તારિણીમ્ । રિપુદલવારિણીં, માતરમ્ ॥ તુમિ વિદ્યા તુમિ ધર્મ, તુમિ હૃદય તુમિ મર્મ, તુમિ પ્રાણ શરીરીં । તુમિ જનનિ બાહુંચી શક્તિ । તુમિ હૃદયિંચી ભક્તિ । સ્થાપિયલી તુઝિ ગે મૂર્તિ । મંદિરીં, મંદિરીં ॥

તૂંચ દુર્ગા દશપ્રહરણધારિણી । કમલા કમલદલવિહારિણી । વાણી વિદ્યાદાયિની । નમામિ ત્વામ્, નમામિ । કમલાં, અમલાં, અતુલાં, સુજલાં સુફલાં માતરમ્ ॥

વંદે માતરમ્ । શ્યામલામ્, સરલામ્, સુસ્મિતામ્, ભૂષિતામ્, ધરણીં, ભરણીં, માતરમ્ ॥ ૨ ॥

## સત્યાગ્રહી વીરને સ્વાગતમ્.

બ્રહ્મચારી જનાર્દન શર્માએ તે પછી મહાત્મા ગાંધીજીએ સ્વાગત કરનારૂં એક કાવ્ય નીચે પ્રમાણે ગાઈ સંભળાવ્યું:—

ગુર્જરી પ્રાચી કૂખે આ ગોધરાને ગોંદરે,
ગુજરાત આમંત્રે પધારો દૈવી આસન પાથરે.—

ષોડશી પૂજા કરે ગુર્જર તનુજો આપની,
ભોળી પ્રજા ભેળી મળી આજે ઉતારે આરતી.—

સૌ કોમ નરનારી તમારા ચરણમાં માથું મૂકી,
દુઃખીયાં કરે છે પ્રાર્થના રે' સાંભળો સત્યાગ્રહી.—

ગુજરાતના ટાળો તમોગૂણુ ને રજોગૂણુ હે ગુરૂ,
પાઠો પઢાવો સત્યના રાખો હમારી આબરૂ.—
દુનિયા બનાવો એક રાગ દ્વેષ સૌના ટાળજો,
શાન્તિ તણું સામ્રાજ્ય સ્થાપી વિશ્વ આખું પાળજો.—
અન્યાય ગુજરે જે પરે તેની તમે વ્હારે ચઢો,
ન્યાય આપી દેવ **મોહન** સર્વમાં શાન્તિ કરો.—
ગુજરાતની ભોળી પ્રજાની દાદ હરનીશ સાંભળો,
આ વિશ્વની સત્યાગ્રહે સંભાળ લ્યો સંભાળ લ્યો.—
આટલી આજ છે બાપુ–પ્રાર્થના ગુજરાતની,
દયાળુ દીલમાં લેજો–રંક આ પંચમ્હાલની;
**સ્વાગત** કરે શું ગુર્જરી ભોળી પ્રજા છે બાપડી,
આપે છતાંયે વ્હાલથી આ જૂજવી પુષ્પાંજલી.

**ॐ यज्ञेन यज्ञमय जन्तदेवा स्तानि धर्म्माणि प्रथमान्यासन् ॥**
**तेहना कम्महिमानः सचन्त जत्र पूर्वे साध्याः सन्तिदेवाः ॥**

આ જુની પુષ્પાંજલીથી પુષ્પમાળા આપીએ,
પ્રત્યક્ષ કળિયુગના પ્રભુ **મોહન** હૃદયમાં સ્થાપીએ.
રાંકડાંના વ્હાલમાં જો કંઈ અવિનય હોય તો,
ક્ષન્તવ્ય દેવા દીલમાં જરિયે ન ઓછું લાવશો;
જયજય હજો જયજય હજો સત્યાગ્રહીની જય હજો,
ગુજરાત–ભારત–વિશ્વની સૌ આપનાથી જય હજો.

---

## સ્વાગત મંડળના પ્રમુખ રા. મણિલાલ હરીલાલ મહેતાનું ભાષણ.

---

એ પછી મંડળના પ્રમુખ રા. મણિલાલ હરિલાલ મહેતાએ તાળીઓના અવાજ વચ્ચે ઉભા થઇ પોતાનું સ્વાગત કરનારૂં ભાષણ શરૂ કર્યું, જે નીચે પ્રમાણે હતું:—

**સ્વદેશ પ્રેમી બન્ધુઓ તથા ભગિનીઓ,**

સ્વાગત મંડળ તરફથી, બલ્કે સમસ્ત પંચમહાલની પ્રજા તરફથી હું અત્યંત હર્ષ, ઉત્સાહ અને અંતઃકરણમાં સ્વતઃ ઉઠતા સ્નેહના ઉમળકાથી આપ સર્વનો સત્કાર કરૂં છું. આર્ય આતિથ્યનો આદર્શ તો એટલો બધો ઉંચો છે કે આજકાલ પાશ્ચાત્ય સંસ્કારથી વિકૃત થએલા જમાનામાં આપણુને એના સત્ય રૂપનો ખ્યાલ પણુ ના આવી શકે; પરન્તુ વર્તમાન સમયમાં હિન્દમાં જે જાગૃતિ થએલી છે તેણે અમારી ઘોર નિદ્રાને નિવારી જે કર્તવ્ય પ્રતિ યોજ્યા છે તેજ દર્શાવી આપે છે કે અમારામાં–આપણામાં આર્ય ગૌરવનો છેક અભાવ થઇ ગયો નથી, અને અમારી પ્રવૃત્તિ એજ અમારા શુદ્ધ અંતઃકરણના ભાવોની–પ્રેમની–

પ્રતીતિ છે. સત્ય પ્રેમની પ્રતીતિ કરવાને આદરસત્કારના બાહ્ય આડંબરોની જરૂર નથી, અમારા ભાવ તરફ લક્ષ આપી અમારા આતિથ્યની અસંખ્ય ન્યૂનતાઓ પ્રતિ ઉપેક્ષા કરવાની ઉદારતા આપ કરશો. આપ માંહેના કેટલાક અત્યંત અગવડ વેઠી અને મહાન ભોગ આપી અત્યારે પધાર્યા છો તેમનો સત્કાર મંડળ તરફથી હું આભાર માનું છું અને જે મહાશયોએ આપણા પ્રાંત સાથે સંબંધ નહીં હોવા છતાં, અમારા આગ્રહપૂર્વક કરેલા નિમંત્રણનો સ્વીકાર કરી અમને ખાસ ઉત્તેજન આપવાની ખાતર જ પોતાના અમૂલ્ય સમય અને પ્રવૃત્તિઓનો ભોગ આપેલો છે તેને માટે તો અમે એમના સદાના ઋણીજ રહીશું.

આ પરિષદ્‌નું કામકાજ શરૂ કરતા પહેલાં આપણે એક ફરજ અદા કરવાની છે અને તે એ છે કે આપણ સર્વાએ હિન્દના ભીષ્મ પિતામહ સ્વર્ગસ્થ ડૉક્ટર દાદાભાઇ નવરોજીના અવસાન માટે શોક પ્રદર્શિત કરવો જોઇએ. દાદાભાઇનું જીવન એટલું બધું પ્રતિભાશાળી, ઉચ્ચગામી અને કર્તવ્યપરાયણ હતું કે ભારતના ઇતિહાસમાં એવાં દ્રષ્ટાન્તો ભાગ્યેજ દ્રષ્ટિગોચર થશે. અને તેટલા માટે હિન્દના દેશભક્ત યુવાનો માટે તે ચિરકાળ આદર્શરૂપ લેખાશે. દાદાભાઇએ એમની યુવાવસ્થાથી તે દેહ અવસાન પર્યન્ત હિન્દ મૈયાની ભિન્ન ભિન્ન દિશાઓમાં એવી અદ્વિતીય અને એકનિષ્ઠ સેવા ઉઠાવેલી છે કે, તેનું વિસ્મરણ કોઇ પણ કૃતજ્ઞી હિન્દીને નહીં થાય. તેમણે બજાવેલી સેવાઓની પરાકાષ્ટા તો સને ૧૯૦૬ માં કલકત્તામાં મળેલી હિન્દી રાષ્ટ્રીય પરિષદ સમક્ષ ભારત સંતાનોને પરતંત્રતાથી મુક્ત થવા "સ્વરાજ્ય" ના માર્ગે ચઢવાના બોધમાંજ સમાએલી છે. તે દિવસથી સમસ્ત હિન્દના રાજકીય વાતાવરણમાં "સ્વરાજ્ય" ની ભાવના સુવર્ણાક્ષરે કોતરાઇ છે અને પ્રત્યેક દેશભક્ત હિન્દીને પ્રસંગોપાત પ્રોત્સાહિત કરી કર્તવ્યનિષ્ઠ થવા પ્રેરે છે. બીજું એક નોંધ લેવા જેવું અવસાન કલકત્તાના સુવિખ્યાત બેરીસ્ટર મી. એ. રસુલનું થએલું છે. મી. રસુલ જે થોડા મુસલમાન નેતાઓ બહાર પડેલા છે તે માંહેના મુખ્ય હતા અને ધારાસભામાં તેમણે જે નિડરતાથી કામકાજ કરેલું છે તેથી સૌ કોઇ જાણીતા છે.

આવી પરિષદ પંચમહાલમાં પ્રથમ છે એટલુંજ નહીં પરન્તુ આખા ગુજરાતમાં પ્રથમ છે અને તેથી કરીને તેના અસ્તિત્વની આવશ્યક્તા અને ઉદ્દેશ વિગેરેના નિર્ણય કરવાનું પ્રથમ પ્રાપ્ત થાય છે. એક તો કોઇપણ પ્રજાનું ગૌરવ તે તેની પ્રજાપણાની ભાવના દ્રઢ કરવા એકતાની જરૂર છે. હું અમદાવાદી છું, નડીઆદી છું, ભરૂચી છું, સુરતી છું, ગોધરાનો છું, એ ભાવ પ્રજાપણાની ભાવનાનો પોષક નથી પણ બાધક છે. તેટલા માટે તેવા ભિન્નભાવ વિસારે પાડી હું ગુજરાતી છું એ ઉદારભાવ જાગૃત કરી સમસ્ત ગુજરાતનું ઐક્ય કરવું તે મુખ્ય હેતુ તો સર્વે કોઇ સમજી શકે તેમ છે. બીજી વાત એ છે કે ઘણી વખત સત્તાધિકારીઓ તરફથી એવી દલીલ રજુ કરવામાં આવે છે કે સ્વરાજ્યની માગણી અને તેને મેળવવાને કરવામાં આવતી ચળવળ એ તો ફક્ત ભીરૂ અનુભવ વગરના યુવાનીઆઓની બિન-જરૂરી ધમાલ છે અને સામાન્ય પ્રજા તો સરકારના ચાલતા વહીવટથી સંતુષ્ટ છે. આ દલીલમાં કેટલે અંશે સત્ય સમાએલું છે તે વાત બાજુએ મુકીને તે દલીલનો સંગીન અને સચોટ રદીઓ આપી શકાય તેટલા માટે તેમજ દેશની પરિસ્થિતિથી નાનામાં નાનાં ગામડામાં રહેનાર મનુષ્ય પણ જ્ઞાત રહે અને પરિણામે લોકમત કેળવાઇ સ્વમાન અને સ્વાતંત્ર્યનું વાતાવરણ બંધાય તે પણ આવી વિભાગની પરિષદ્‌ની જરૂરીઆત

દર્શાવે છે. વળી એક પ્રશ્ન જો ઉદ્ભવે છે કે સમસ્ત હિન્દની રાષ્ટ્રીય પરિષદ તેમજ ઇલાકાની પરિષદો ભરાય છે તો આવી વિભાગની પરિષદની શી જરૂર છે? જવાબ સહજ ને સરળ છે. ઉક્ત પરિષદોને અંગે કામનું પ્રમાણ તેમજ મહત્વ પુષ્કળ અને ગંભીર હોય છે અને પરિણામ એ આવે છે કે વિભાગના પ્રશ્નોની ચર્ચા કાંતો હાથ લઇ શકાતી નથી અથવા તો તેમને પુરતો ન્યાય થઇ શકતો નથી. તેની સાથે એ વાત તો સ્પષ્ટજ છે કે પ્રત્યેક પ્રાંતની વ્યક્તિ પરત્વે ઉન્નતિમાંજ આખા હિન્દની ઉન્નતિ સમાએલી છે. તેટલા માટે વિભાગના પ્રશ્નો વિસારે ના પડે તથા અમુક પ્રાંત જે દેશ શરીરનો એક અવયવ છે તે જ્યારે બીજા પ્રાંતો દેશોન્નતિના માર્ગમાં અસ્ખલિત પ્રયાણ કરે જાય ત્યારે શિથિલ થઇ અજ્ઞાન અવસ્થામાં ગોથાં ખાયાં ન કરે તે સબબથી પણ આવી પરિષદોની પ્રવૃત્તિ સાબીત થાય છે.

હવે એક વધારે મહત્વની બાબત પ્રતિ લક્ષ દોરવું ઘટે છે. જે જે રાષ્ટ્રીય અને ઇલાકાની પ્રાન્તિક પરિષદો ભરવામાં આવે છે તેના કામકાજની ચર્ચા મોટે ભાગે વિદેશી ભાષામાંજ ચાલે છે. અને જ્યારે લખી વાંચી શકે તેવા મનુષ્યોની ગણના સમસ્ત હિન્દમાં ઘણીજ દિલગીરી અને શરમ સાથે જાહેર કરવું પડે છે કે માત્ર સાત આઠ ટકાથી વિશેષ નથી ત્યારે વિદેશી ભાષા સમજનારની સંખ્યા તો તેથી પણ ન્યૂનજ હોવાને લીધે જનસમુદાયનો મોટો ભાગ તેમાં ભાગ લેવાથી વિમુખ રહે છે. વળી જે દેશ સ્વરાજ્ય માટે તલપાપડ થઇ રહ્યો છે, જેને સ્વલ્પાંશે પણ સ્વમાનનું ભાન છે, જેનામાં ટેક છે, અને જેને પોતાની માતૃભુમિ અને માતૃભાષા પ્રતિ પૂજ્યભાવ છે તે તો તરતજ પોકારી ઉઠશે કે વિદેશી ભાષાને સત્વર પાણી આપી, આપણા વિચારની આપ લે આપણી પરમપૂજ્ય અને પ્રિય માતૃભાષા દ્વારાએજ થવી જોઇએ. હિન્દી સંસારનું બંધારણ કંઇ વિચિત્ર છે. જેમ નાત જાતના ભાગો અને પેટા ભાગો અસંખ્ય છે તેવીજ સ્થિતિ ભાષાની બાબતમાં પણ છે. માટે જ્યાં સુધી સમસ્ત હિન્દની એક ભાષા ન થાય ત્યાં સુધી પોતપોતાના પ્રાન્તમાં પ્રચલિત ભાષાદ્વારા તે અમુક ભાષા જાણનાર પ્રજાની પરિષદ્ થવીજ ઇષ્ટ છે અને તેવાજ કોઇ હેતુથી આપણા ગુજરાતના પ્રસિદ્ધ નેતા સ્વ. દિ. બા. અંબાલાલભાઇએ હિન્દમાં પ્રચલિત ભાષાઓ પ્રમાણે હિન્દના પ્રાન્ત વિભાગો નવેસરથી પાડવાનું સુચન તેમજ મહાત્મા ગાંધીજીની માતૃભાષાની ખીલવટ માટેની કેટલીક દિશાઓમાંથી પ્રચંડ પ્રતિકાર થવા છતાં પણ–અડગ–સત્યાગ્રહી–હિમ્મતભરી હિમાયત પણ આપણી પ્રવૃત્તિની–પ્રગતિની સાક્ષી પુરે છે.

જે પ્રજાઓ સ્વતંત્ર છે અથવા તો જેમનો પોતાના કારભારમાં અવાજ છે તેવી પ્રજાઓને પરિષદોની જરૂર જણાય છે તો આપણા જેવી પરતંત્ર પ્રજા તેવી પરિષદો ભરે, પરસ્પર વિચારનો વિનિમય કરે, અન્યોન્યની ઓળખાણ કરે અને પ્રજાકીય પ્રશ્નોની ચર્ચા કરે તે પરિષદ્ ભરવાના સર્વમાન્ય સિદ્ધાંતોથી ઉત્તેજિત થઇ અમે પંચમહાલવાસીઓએ આ ગજા ઉપરાંતના મહત્કાર્યના શરૂઆત કરવાની ધૃષ્ટતા ધરી છે.

સદ્ગૃહસ્થો, આપણું પ્રથમ કર્તવ્ય એ છે કે આપણા પરમ ન્યાયી અને કૃપાળુ શહેનશાહ પ્રતિ વફાદારી પ્રદર્શિત કરવી જોઇએ; અને તે તો આપણે માત્ર શબ્દોથી નહીં પરન્તુ કાર્યોથીજ સાબીત કરી આપી છે. કોણ એવું કહી શકે એમ છે કે હિન્દ વફાદાર નથી? જો એવું કહેનાર કોઈ હોય તો હું એમ કહીશ કે તે પોતેજ વફાદાર નથી. એટલુંજ નહીં

પરન્તુ તે રાજા અને પ્રજા ઉભયનો દ્રોહી છે. કારણ કે આપણા નેક નામદાર શહેનશાહ બહાદુરે તો એક પ્રસંગે એવા ઉદ્દગાર પણ કાઢયા હતા કે "ઇંગ્લંડની ઇજત તે દેશી સીપાઇઓની બહાદુરીના આધારે છે." અને હાલમાં યુરોપમાં ચાલતા મહાભારત યુદ્ધમાં હિન્દે, દ્રવ્યથી તેમજ પોતાનાં વ્હાલાં સન્તાનોનું લોહી રેડી જે અમૂલ્ય સેવા બજાવી છે તે અંગ્રેજ જેવી ન્યાયી પ્રજા કદી ભૂલી જશે નહીં અને આ મહાન વિગ્રહના અન્તે તેની કદર તેમને અવશ્ય કરવીજ પડશે. વફાદારીની વ્યાખ્યા જે કેટલાક આપખુદી અને સ્વાર્થી અમલદારો કરે છે તેમના પ્રતિ ધિક્કાર કરતાં દયાની દ્રષ્ટિથી જોવું તેજ વધારે ઇષ્ટ છે, કારણ કે સ્વાર્થ અને સત્તાના મદથી તેઓની વિવેકબુદ્ધિ બુઠ્ઠી થઇ ગયેલી હોય છે. હાલના દારૂણ યુદ્ધે અદ્યાપિ પર્યન્ત ત્રણ રૂપો ધારણ કરેલાં છે. પ્રથમ રૂપ અટકાવ અથવા પ્રતિરોધનું હતું. બીજું રૂપ સામ્ય અથવા સમતોલનનું હતું અને ત્રીજું કહેવા દો કે છેલ્લું રૂપ યુદ્ધપ્રેરક અને વિજયનું છે. આપ સઘળાને વિદિત જ છે કે મિત્રરાજ્યોની લડત રાજ્ય કે દ્રવ્યના લોભની નથી પરન્તુ કેવળ ધર્મ અને ન્યાયની છે. મિ. લોઇડ જ્યોર્જ કહે છે કે "મિત્રરાજ્યો માનુષી સ્વતંત્રતા અને હક વિરૂદ્ધ અનિષ્ટ તર્કટનો વિનાશ કરવા લડે છે." આ છેલ્લું રૂપ મિત્રરાજ્યોના લાભમાં—સંપૂર્ણ વિજયમાં—પરિણમે તેવી શુદ્ધ દિલની લાગણી સાથે—આપણું પરિષદનું કામકાજ હાથ લેતા પહેલાં બ્રિટિશ સામ્રાજ્ય તરફ—અચલિત વફાદારી અને એકનિષ્ઠ રાજ્યભક્તિ તેમજ આ અણીના પ્રસંગે મિત્રરાજ્યોની મદદમાં સેવા રજુ કરવાનો નિશ્ચયાત્મક ભાવ જાહેર કરૂં છું.

ગૃહસ્થો, આપની સમક્ષ ચર્ચા માટે જે વિષયો રજુ થશે તેમાંના મુખ્યનું હું થોડું ઘણું અવલોકન કરવા માગું છું. સૌથી વધારે મહત્વનો કેન્દ્રસ્થાને વિરાજતો અને જેણે સર્વનાં ચિત્તને આકર્ષીને હચમચાવી મુક્યાં છે તેવો વિષય તે સ્વરાજ્યનો છે. લખનૌમાં મળેલી કોન્ગ્રેસે તેમજ મુસલીમ લીગે સ્વરાજ્યની જે યોજના ઘડી કાઢી છે તે હાલમાં તો સર્વ રાજકીય ચળવળનું લક્ષ્ય બિંદુ છે અને તેને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન તે દરેક સ્વદેશાભિમાની પુરૂષનું કર્તવ્ય છે. સ્વરાજ્યના વિષયની શ્રેષ્ટતા તો સર્વ કોઇએ સ્વીકારી છે, પરન્તુ તેને પ્રાપ્ત કરવાના માર્ગોના સંબંધમાં મતભેદ દ્રષ્ટિગોચર થાય છે. વિનીત પક્ષ નમ્ર ભાષામાં માગણી કરવાનું કહે છે ત્યારે સ્વરાજ્યવાદીઓએ ગામેગામ અને ઘેરઘેર સ્વરાજ્યના મોહમંત્રને પહોંચાડવાનો પ્રયત્ન આદર્યો છે. ગમે તેમ હો પણ એટલું તો સત્યજ છે કે જેમ આપ્યું ને તાણ્યું લાંબો સમય પહોંચતું નથી તેમ માગીને મેળવેલા થોડા હકોથી આપણું દુઃખ ન્યૂન થવાનું નથી. શૂરવીર પુરૂષો આત્મબળ ઉપરજ ઝૂઝે છે; તે અન્યની સહાયની અપેક્ષા રાખતા નથી. તેવીજ રીતે સ્વતંત્રતાના સુખની લાલસાવાળા આપણે પણ આત્મબળ ઉપર વિશ્વાસ રાખી જે લક્ષણોથી પ્રજા સ્વતંત્ર થાય છે તે લક્ષણો ધારણ કરવાં જોઇએ અને સ્વરાજ્યની ભાવનાને પ્રતિક્ષણે પુષ્ટિ મળે તેવા ઉપાયો યોજવા જોઇએ. સ્વરાજ્યની માગણી અકાળે છે,—અસ્થાને છે એવા ઉદ્દગાર કોઇ કોઇ સ્થળેથી સંભળાય છે પરન્તુ તેમણે યાદ રાખવું જોઇએ કે વ્યક્તિના જીવનમાં અથવા તો પ્રજાના ઇતિહાસમાં પ્રસંગો તો માત્ર ગણ્યાગાંઠયાજ આવે છે, અને તેજ ડાહ્યો ગણાય છે કે જે તકનો લાભ લેવા ચુકતો નથી. આ સંક્રાન્તિ કાળમાં જો હિન્દ પોતાનો પેગામ પેશ ના પહોંચાડે તો એક ગંભીર રાજકીય પ્રમાદ અથવા તો ભૂલજ ગણાય. બીજો મહત્વનો વિષય સ્થાનિક

સ્વરાજ્યનો છે અને તે સમસ્ત દેશની સ્વરાજ્યની ભાવનાઓનો પોષક હોઇ અત્યંત અગત્યનો છે. સ્થાનિક સ્વરાજ્યમાં જીલ્લા અને તાલુકા લોકલબોર્ડો, મ્યુનિસિપાલિટીઓ અને ગ્રામ્ય પંચાયતોનો સમાવેશ થાય છે, અને દેશની સ્વચ્છતા અને સુખાકારીનો આધાર તેમના ઉપર છે. તેથી લોકલબોર્ડ અને મ્યુનિસિપાલિટીનો વહીવટ પુરેપુરો અથવા તો મોટે ભાગે પ્રજાકીય થાય અને ગ્રામ્ય પંચાયતો સ્વરાજ્યની આખી ઇમારતના દ્રઢ પાયારૂપ બને માટે તેનું પુનર્જીવન કરી તેના અસલના બંધારણમાં ઘટતા ફેરફાર કરવામાં આવે તે આપણી સ્થાનિક સ્વરાજ્યને અંગે માગણી છે. હથિયારબંધીના કાયદામાં સુધારો કરવાની, છાપખાનાંનો કાયદો રદ કરવાની, હિન્દરક્ષક સૈન્યમાં સ્વયંસેવક તરીકે હિન્દીઓને દાખલ કરવાની, કારોબારી અને ન્યાય ખાતાં છુટાં પાડવાની, હિન્દીઓને બ્હોળે હાથે કમીશન આપવાની, સિવિલ સર્વિસની પરીક્ષા હિન્દમાં લેઇ હિન્દવાસીઓને માટે ઉંચા દરજ્જાની જગાઓ ખુલ્લી મુકવાની, પ્રાથમિક કેળવણી મફત અને ફરજીઆત કરવાની, તેમજ માધ્યમિક કેળવણી ન્યૂન ખર્ચાળ થાય તેવાં સાધનો ગોજવાની માગણીઓના ઠરાવો આપની સમક્ષ આવશે. આ ઉપરાંત કેટલાક સ્થાનિક પ્રશ્નો પણ ચર્ચાશે અને તેમાં મુખ્યત્વે કરીને કાયમી મહેસુલ કે જાગુકની જમાબંધી વિષેનો ઠરાવ, સીટી–સરવે ખાતા તરફથી અપાયેલી સનંદોમાં પ્રજાને માલીક નહિ પણ કબજેદાર ગણેલા છે માટે અપાએલી સનંદોમાં સુધારો કરવાની માગણીનો ઠરાવ અને જંગલ ખાતા તરફથી પંચમહાલની રાંકડી રૈયતને જે હાડમારીઓ ભોગવવી પડે છે તે વગેરેના ઠરાવો આપની સમક્ષ રજુ થશે. પ્રત્યેક ઠરાવનું લંબાણથી વિવેચન પરિષદ્‌ના કાર્યક્રમમાં નિર્ણીત થએલું હોવાથી તેમના વિસ્તારપૂર્વક વિવેચનની અત્રે આવશ્યકતા નથી.

બંધુઓ, હવે હું અમારા દેશની પીછાન આપને કરાવીશ. પછાત પંચમહાલની પીછાન માટે પાવાગઢજ પુરતો છે. આપમાંના ઘણાખરાને તો આગગાડીમાંથીજ તે મૂર્તિમાન થયો હશે, અને તેનો ઇતિહાસ જાણવાની જીજ્ઞાસા ઉત્પન્ન થાય તે કેવળ સ્વાભાવિક છે. સ્થાનિક દંતકથા એવી છે કે પુરાતન કાળમાં જ્યાં હાલ પાવાગઢ છે ત્યાં એક મોટી ખાઇ હતી. તે ખાઇમાં વિશ્વામિત્ર નામના ઋષિની ગાય પડી જવાથી તેને પુંરી દેવા ઋષિએ ઇશ્વરની પ્રાર્થના કરી. ઋષિની પ્રાર્થનાનો સ્વીકાર થયો અને આ ખાઇ પુરી દેવા માટે એક મોટો ડુંગર મોકલવામાં આવ્યો. ડુંગરના ફક્ત ત્રણ ભાગથીજ ખાઇ પુરાઇ ગઇ અને ચોથો ભાગ જે વધ્યો તેને હાલ પાવાગઢના રૂપમાં આપણે જોઇએ છીએ. બીજું એક વૃત્તાન્ત એવું પણ છે કે જ્યારે લક્ષ્મણને મૂર્છા થઇ ત્યારે હનુમાનજી ઔષધિ માટે પર્વત લઇ જતા હતા, તેમાંથી એક ટુકડો પડી ગયો તે પાવાગઢ છે. પાવાગઢ ઉપરનાં પુરાતન ખંડેરો, કાળકા અને ભદ્રકાળી માતાનાં, તેમજ છુટાં છવાયાં જૈનનાં દહેરાં, પહાડનો ચઢાવ, માર્ગની વિકટતા અને તેમાં થોડે થોડે અન્તરે આવતાં ઐતિહાસિક સ્થાનો વગેરેની માહિતી માટે તો પાવાગઢની યાત્રાજ સંતોષ આપે એમ છે.

પંચમહાલ શબ્દજ સૂચક છે, અને શબ્દના અર્થ પ્રમાણે આ વિભાગને અંગે ગોધરા, દાહોદ, કાલોલ, હાલોલ અને ઝાલોદ એવા પાંચ તાલુકા છે. ગોધરા તે અસલના વખતમાં જ્યારે ચાંપાનેરની પૂર્ણ જાહોજલાલી હતી ત્યારે ગાયો ચરવાનું સ્થળ ગણાતું અને તેથી કરીને ઇતિહાસની દ્રષ્ટિએ ચાંપાનેરના વૃત્તાન્તમાંજ તેનું ગૌરવ આવી જાય છે. એક ઠેકાણે

એમ કહેવામાં આવ્યું છે કે આખા પંચમહાલના ઇતિહાસનો સમાવેશ ચાંપાનેરની તવારીખમાં થઇ જાય છે અને તે સત્ય જ લાગે છે. ઇતિહાસમાં એવો સમય આવે છે કે વર્ષોનાં વર્ષો સુધી કાંઇ પણ અગત્યનો બનાવ બનતો નથી અને એવું પણ દ્રષ્ટિએ ચઢે છે કે ઘણા અલ્પ સમયમાં મજબુત અને પાયાદાર રાજ્યોની ઉથલપાથલ થઇ જાય છે, અને એ ન્યાયે ચાંપાનેરે પણ વારાફેરા ઘણા જોયા છે. શરૂઆતથી એટલે કે સાતમા સૈકામાં એને વસાવવામાં આવ્યું ત્યારથી તે ઠેઠ ૧૪૮૫ પર્યંત તે રજપુત રાજાઓના હાથમાં રહ્યું. છેલ્લા રજપુત રાજા જયસિંહદેવ પતાઇ રાવળના વખતમાં અમદાવાદના બાદશાહ મહમદ બેગડાએ પાવાગઢને ઘેરો ઘાલ્યો અને જો કે પ્રતાપી પતાઇ રાવળે ઘણીજ બહાદુરીથી બચાવ કર્યો પરન્તુ પાવાગઢ ઉપર મુસલમાની વાવટો ફરકવાનું નિમિત થએલું એટલે અંતે મહમદને ફત્તેહ મળી. પરન્તુ તે રાજાઓ પણ એને ચિરકાળ ભોગવી શક્યા નહીં. અફઘાનો પછી મોગલ બાદશાહનો અમલ થયો અને તેમના હાથમાંથી કૃષ્ણાજીએ ઇ. સ. ૧૭૨૭ માં ચઢાઇ કરીને તે લીધું અને મરાઠા રાજ્ય સ્થાપ્યું. પરન્તુ તેનો અમલ પણ દીર્ઘ સમય રહ્યો નહીં, કારણ તેની પાસેથી લગભગ ૩૫ વર્ષ પછી સિન્ધીઆએ તે જીત્યું અને ૧૮૦૩ સુધી સિન્ધીઆની સ્વતંત્ર સત્તા કાયમ રહી. તેજ સાલમાં તે અંગ્રેજના હાથમાં આવ્યું પણ ૧૮૦૪ માં તે સિન્ધીઆને પાછું આપવામાં આવ્યું હતું. સને ૧૮૫૩ માં સિન્ધીઆ પાસેથી બ્રિટિશ સરકારને પાછું સોંપવામાં આવ્યું તે સમયથી તે અદ્યાપિ પર્યંત તે બ્રિટિશ સલ્તનતની છાયામાં રહેલું છે. બ્રિટિશ સરકારની વિચક્ષણ રાજ્યનીતિથી આટલા દીર્ઘ પરિચય પછી કોણ અજ્ઞાત હોઇ શકે? અને જો કદાચ કોઇ હોય તો તે પણ તે રાજ્યનીતિના જ પ્રતાપે. બ્રિટિશ સરકારના હાથમાં સત્તા આવ્યા પછી થોડા થોડા સમયને અન્તરે ઇ. સ. ૧૮૫૮ અને ૬૮ માં તાતીઆ ટોપી અને નાયકોએ બંડ કર્યાં, પરન્તુ ઉક્ત રાજ્યનીતિના પ્રભાવે તેને સત્વર શાન્ત કરી દીધાં. દાહોદ અથવા દોહદ જ્યાંથી માળવા અને ગુજરાતની હદ જુદી પડે છે તે મોગલ બાદશાહ ઔરંગઝેબની જન્મભુમિ હોઇ પંચમહાલનું બીજું ઐતિહાસિક શહેર છે. ગોધરાથી દશ માઇલને અંતરે ડુવાના સ્ટેશન નજદીક ટાઢા–ઉના પાણીના કુંડ છે અને ગુજરાતનાં ઘણાં ગામોમાંથી લોકો યાત્રા તરીકે ત્યાં સ્નાન કરવા આવે છે.

પંચમહાલનો વિસ્તાર લગભગ ૧૬૦૦ ચોરસ માઇલ જેટલો છે અને છેલ્લા વસ્તીપત્રક પ્રમાણે વસ્તી ૩,૨૨૬૯૫ છે. વસ્તીનો લગભગ ૭૫ ટકા જેટલો ભાગ ખેતીવાડી ઉપર આધાર રાખે છે અને ખેતીવાડીના ઉત્તેજન માટે સરકારનું ખાસ ધ્યાન ખેંચાયું હોય એમ લાગતું નથી. ખેતીનું હિત સાચવવા મહેસુલનો કાયમનો આંકડો નક્કી કરવો જોઇએ, તેમજ જે જે ઠેકાણે ભાગીદારીનો વહીવટ હોય ત્યાં તે બંધ કરી વીઘોટીનો વહીવટ સત્વર દાખલ કરવો જોઇએ. ઘણી વખત એવું સાંભળવામાં આવ્યું છે કે જ્યારે ગરીબ ખેડુતોને પેટને ભાડુ આપવાના સાંસા હોય, વર્ષાદનું નામ ન હોય અને દુષ્કાળ ડોકીઆં કરતો હોય તેવે વખતે પણ સરકારના સ્વાર્થી પ્રતિનિધિઓ ફક્ત પોતાના સ્વાર્થના જ પ્રેરાયા સરકારને ખોટી બાતમી પહોંચાડી પાટા બંધાવે છે, મહેસુલ વસુલ કરવાનો તગાદો કરે છે અને એ હફતે વસુલ લેવાનો ઠરાવ છતાં એકી વખતે વસુલાત લેવાની જોહુકમી ચલાવે છે. આવા પ્રસંગોમાં પ્રજાકીય તપાસ થાય અને તેના ઉપર યોગ્ય વિશ્વાસ મુકાઇ પુરતું ધ્યાન અપાય અને મહેસુલ માફ થાય તો ઘણુંજ જરૂરનું છે. દિલગીર થવા જેવું છે કે સરકાર પ્રજા

પ્રતિ અવિશ્વાસની દ્રષ્ટિથી જોતી આવી છે અને જુએ છે, પરન્તુ સરકારે યાદ રાખવું જોઇએ કે જે પરિણામો વિશ્વાસ, પ્રેમ અને સહકારિતામાં સમાએલાં છે તે અવિશ્વાસ અને આપખુદીનાં પરિણામો કરતાં ઉભય પક્ષને માટે અનેકગુણુ શ્રેયસ્કર છે. ખેતીની ખીલવટ માટે વળી સિંધ પ્રાંતની માફક નહેરોની યોજના કરવામાં આવે તો વર્ષાદના અભાવે જે ખેતી નિષ્ફળ જાય છે તેનું રક્ષણ થાય અને અનેક દુઃખી મનુષ્યો ભુખમરામાંથી બચે. પંચમહાલ કેળવણીમાં અત્યંત પછાત છે. પ્રાથમિક શાળાઓની સંખ્યા તેમજ તેમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓની સંખ્યા ગુજરાતના બીજા વિભાગોની સાથે સરખાવતાં એટલી બધી ન્યૂન છે કે તે જાણીને દિલગીરી થયા વિના રહેજ નહીં. જ્યારે પ્રાથમિક શિક્ષણની આ સ્થિતિ છે તો પછી માધ્યમિક અને સ્ત્રી કેળવણીનું તો પૂછવુંજ શું ? આખા જીલ્લા માટે એકજ હાઇસ્કૂલ છે અને તેમાં પણ મર્યાદિત સંખ્યાનીજ ગોઠવણ રાખેલી હોવાથી ગરીબ માબાપોને શી હાડમારી ભોગવવી પડતી હશે તેનો તો આપ ખ્યાલ જ કરશો. વળી પ્રજાને વિશેષ ક્ષોભ પામવા જેવું તો એ બને છે કે દાખલ કરવામાં લાગવગ થતી સંભળાય છે અને ઘણી વખત તો વિશ્વાસ આપી ફરી જવાય છે. આટલુંજ નહિ પરન્તુ ખાનગી સાહસો પ્રતિ અનુકંપા કરતાં અસૂયાની દૃષ્ટિથી જોવાય છે. દેશની આવી વસ્તુ સ્થિતિ હોય ત્યાં માત્ર સરકારની દયા ઉપર આધાર રાખી આશામાં ને આશામાં અમૂલ્ય સમય વ્યતીત કરવા કરતાં આત્મબળ વિકસાવી પ્રજાકીય સંસ્થાઓ સ્થાપી પ્રજાકીય કેળવણીનો બ્હોળો ફેલાવો કરવાની અનિવાર્ય આવશ્યકતા છે. હાલમાં મહાત્મા ગાંધીજીએ રાષ્ટ્રીય શિક્ષણની જે યોજના ઘડી કાઢી છે તે આ દિશા પ્રતિનું પ્રથમ પ્રયાણ છે અને મારી ખાત્રી છે કે તે વિજયી નીવડશેજ. મહાત્માશ્રીનું કયું કામ ફતેહમંદ નથી થયું ? ભાઇઓ ચારિત્ર્ય અને પ્રયત્નની પ્રત્યક્ષ મૂર્તિનાં જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે.

પંચમહાલ ગુજરાતના બીજા ભાગોની સાથે વ્યાપારમાં પણ ભાગ્યેજ બરાબરી કરી શકે તેમ છે. અસલના વખતમાં પંચમહાલનો વ્યાપાર મુખ્યત્વે કરીને માળવા અને ગુજરાત સાથે અને તેમાં પણ વિશેષે કરીને માળવા સાથે ચાલતો. પંચમહાલની મુખ્ય આયાત તમાકુ અને નિકાસ લક્કડ, મધ, મહુડાં અને મકાઇની હતી. આગગાડીનું સાધન થતા પહેલાં અને થયા પછી પણ થોડા વખત સુધી વ્યાપારનાં સાધનો ઘાંચી લોકોનાં ગાડાં હતાં. આ મુસલમાન ઘાંચી લોકોની કોમ ગુજરાતના બીજા ભાગોમાં ખાસ દૃષ્ટિએ પડતી નથી. એ વાત જાણવા જેવી છે કે ગોધરામાં મુસલમાન વસ્તીનું પ્રમાણ અર્ધ કરતાં ઉપર છે, અને તેમાં મોટે ભાગે ઘાંચી અને વ્હોરા છે.

સામાન્ય ફરીઆદ એવી હોય છે કે હિન્દુ અને મુસલમાન વચ્ચે અંતર ઘણું રહે છે પણ આ જીલ્લામાં આ બે કોમ વચ્ચેનો સંપ આદર્શનીય છે અને તે ભાઇઓની આ પરિષદ્‌માં મોટી સંખ્યામાં હાજરી જ આ સત્યની સાક્ષી પુરે છે.

કારીગરીના સંબંધમાં પંચમહાલ વિષે બહુ જાણવાનું નથી. દાહોદ અને અલીરાજપુરની હદમાં લાખની પેદાશ પુષ્કળ હોવાથી દાહોદમાં લાખની બંગડીઓ બનતી અને તેજ તાલુકાના જેસાવાડી અને ગાંગરડી ગામોમાં લાકડાની કાંસકીઓ બનતી. પહેલાંના વખતમાં કાગળ, સાબુ અને ઘાસનું તેલ પણ પંચમહાલમાં બનતાં. હાલમાં લક્કડ અને અનાજના વ્યાપાર ઉપરાંત કેટલાંક વર્ષોથી હાડકાં અને ચામડાંના વ્યાપાર પ્રતિ સાહસિક

ઘાંચી ભાઇઓનું ધ્યાન ખેંચાયું છે, તેમજ સુંથરોડ અને પીપલોદમાં કાચનાં કારખાનાં થયાં છે અને આજુબાજુનાં કેટલાંક રેલ્વે સ્ટેશને ઉપર કપાસ પીલવાનાં કારખાનાં પણુ થયાં છે. પંચમહાલ એક બાબતમાં ગુજરાતના અન્ય ભાગો કરતાં સરસાઇ ભોગવે છે. અને તે તેની ખનિજ સૃષ્ટિના ગૌરવને લઇને છે. પંચમહાલના ડુંગરોમાં લોઢું, સીસું અને અબરખ વગેરે પુષ્કળ છે એમ જાણવામાં આવેલું છે પરંતુ શીવરાજપુર અને પાણીમાં મેન્ગેનીઝની ખાણો નીકળ્યા ઉપરાંત ખાણોની વિશેષ શોધખોળ થયેલી નથી. પંચમહાલ ડુંગરી મુલક હોઇ જુદી જુદી જાતના પત્થરોથી ભરપૂર છે અને ઝાલોદથી ત્રણ માઇલના અન્તરે બાજરવાડામાં ત્રણ ઇંચ જેટલા જાડા અને ત્રણ ફૂટ ચોખંડા ઇમારતી કામમાં ઉપયોગી થઇ પડે તેવા પત્થરો જથાબંધ મળે છે. વ્યાપારની વૃદ્ધિ થવાનાં કેટલાંક સાધનો આ જીલ્લામાં જડી આવે છે. કાપડ સુતરના એકાદ કારખાનાનો પણ સારી રીતે નિભાવ થાય તેમ છે પરન્તુ સાહસ કરવાની હિમ્મતનો દુર્ભાગ્યે અભાવ છે.

વ્યાપાર અને ઉદ્યોગની ઉત્કૃષ્ટતા માટે પણ સરકારની જોઇએ તેટલી દિલસોજી નથી. વ્યાપાર માટે સરકાર કરતાં પ્રજા અનેક ગુણુ વધારે કરી શકે તેમ છે અને તે માત્ર તેના એક નિશ્ચયથીજ અને તે નિશ્ચય તે સ્વદેશી માલ વાપરવાનો છે. ઘણી વખત એવું જોવામાં આવે છે કે કેટલાંક મનુષ્યોને પોતાના દેશના અને પોતાની પ્રજાના ઉત્તમ ગુણોમાં ગુણબુદ્ધિ થતી નથી, પરન્તુ પરપ્રજાના ન્યૂન ગુણોમાં મોહ થાય છે. બંગભંગ સમયે પરદેશી માલ વાપરનાર પુત્ર સાથે માતા ના બોલે, વિલાયતી બગડી પહેરનાર બ્હેનને ભાઇ ના બોલાવે, વિલાયતી બૂટને મોચીઓ થીગડી ના મારી આપે, વિલાયતી વસ્ત્ર પહેરનારને ભાડુતી ગાડીવાળા પોતાની ગાડીમાં ના બેસવા દે વગેરે સ્વદેશભક્તિનાં ઉદાહરણો કેવળ અનુકરણીય છે અને આપણે બાળ યુવાન અને વૃદ્ધ દરેકે ભીષ્મ પ્રતિજ્ઞા કરવી જોઇએ કે સ્વદેશીજ વસ્તુઓ વાપરીશું.

ભાઇઓ, પંચમહાલના પ્રાચીન ઇતિહાસના જરા વિસ્તારથી થયેલા વર્ણન માટે આપની ક્ષમા યાચી, પંચમહાલના જાહેર જીવનની નિરીક્ષા આપની સમીપ કરીશ. કોઇ પણ વ્યક્તિનો અથવા તો દેશની પ્રતિષ્ઠાનો આધાર તેના જાહેર જીવન ઉપર રહે છે. પંચમહાલમાં પ્રજામત પોકારનાર એક પણ દૈનિક અથવા માસિક પત્ર નથી, વીરહાક વગાડનાર વક્તાઓ નથી. પ્રાણ પોષક પુસ્તકાલયો નથી અને કર્તવ્યયોજક કેળવણી મંડળો નથી. અને કદાચ કોઇ સમ ખાવાની સંસ્થાઓ હશે તો તે સ્વતંત્ર નથી, ખરૂં જોતાં, પંચમહાલમાં જો કાંઇ હોય તો તે અસ્થિચર્મનું ખોખું છે અને તેમાં પ્રાણ મુકવા નિમિત્તે આપ સર્વેને આમંત્રેલા છે. જાહેર જીવનના ઇતિહાસમાં પણ એવું ઘણું બને છે કે જ્યારે અપમાન પહોંચાડનાર બનાવ બને છે ત્યારેજ ઉગ્ર ઉઠે છે ને શૂર ચઢે છે. બંગાળાના ભાગલા પાડી પ્રજાત્વને નુકસાન પહોંચાડવાનું અવિચારી પગલું જ્યારે લૅાર્ડ કર્ઝનના સમયમાં ભરાયું અને તેના પ્રતિકારમાં સમસ્ત હિંદુસ્તાનમાં જે ભારે ખળભળાટ થઇ રહ્યા હતા તે અરસામાં ગોધરાની રાજકીય હીલચાલનું બીજ નંખાયું. હિન્દી રાષ્ટ્રીય પરિષદની ૩૦ મી બેઠક વખતે તેનું રૂપ બંધાયું અને દેશભક્ત ગોખલેની છેલ્લી જયન્તિ સમયે મહાત્મા ગાંધીજીએ તેને જળસિંચન કર્યું. અને તેજ સિંચનનાં પોષક તત્વોએ બાળ યુવાન અને વૃદ્ધ સર્વેના અંતઃકરણ ઉપર એવી તો સચોટ અને ઉંડી છાંપ પાડી કે આ ભગીરથ

પ્રયત્ન–**પહેલી ગુજરાત રાજકીય પરિષદ્**–તેનું નૈસર્ગિક પરિણામ છે. ગુજરાતમાં પાછલાં કેટલાંક વર્ષોથી જયન્તિયો ઉજવાય છે, પરિષદો ભરાય છે, પુસ્તકાલયો સ્થપાય છે અને ભાષણોમાં તેમજ માસિકોમાં પ્રજાકીય પ્રશ્નો કંઇક સ્વતંત્રતાથી ચર્ચાય છે. ટુંકમાં ગુજરાતમાં જાહેર જીવનનું બંધારણ દૃઢ થતું જણાય છે. અને વિદુષી બાઇ બીસન્ટ તરફથી સ્થપાયેલી સ્વરાજ્યની સંસ્થાઓએ પ્રજાજીવનમાં જે ચેતન મુકી જાગૃતિ કરી છે તેને માટે એમને જેટલું અભિનંદન આપીએ તેટલું ઓછું છે.

ભાઇઓ, હાલ આપણી માગણીઓ શી છે? સૌથી પહેલાં તો આપણે એમ ઇચ્છીએ છીએ કે જે મહમદઅલી અને શૌકતઅલી મુસલમાન ભાઇઓને ગેરવ્યાજબી રીતે કેદ રાખેલા છે તેમને સરકારે એકદમ છૂટા કરવા અને જ્યાં સુધી આપણી માગણીનો સ્વીકાર ન થાય ત્યાં સુધી દરેક હિન્દીની ફરજ છે કે પ્રજાપોકાર જારી રાખી સરકારને દર્શાવી આપવું કે હિન્દ હવે અન્યાય અને જોહુકમી સહન કરી શકે તેમ નથી. હિન્દરક્ષક કાયદાનો અમલ હિન્દ જેવી વફાદાર રૈયત ઉપર અન્યાયથી કરવામાં આવે તે કાંઇ ઓછું શોચનીય નથી પણ બ્રિટિશ જેવી ન્યાયી પ્રજાના પ્રતિનિધિઓએ જાણવું જોઇએ કે મૂગે મોઢે જુલમ સહન કરી બેસી રહેવાના દિવસો ગયા છે. સ્વમાન અને સ્વતંત્રતાનો પવન ફુંકાયો છે અને હવે કયો હિન્દી હતભાગી હશે કે પરતંત્રતાનું ધુસરૂં વળગ્યા કરવાનું પસંદ કરશે? ધારાસભામાં મોટે ભાગે પ્રજાકીય સભાસદો બેસે, સ્થાનિક સ્વરાજ્ય પુરેપુરૂં પ્રજાને સોંપી દેવામાં આવે, ટુંકમાં વડી ધારાસભાના ઓગણીસ સભાસદોએ જે યાદી બહાર પાડી છે તેનો સ્વીકાર થાય તે આપણી માગણીઓ છે. અને તેથી કરીને થોડાં ઘણાં ખાલી વચનોથી અથવા તો માગણીઓના સ્વીકારવાથી આપણે વિરમવાનું અથવા તો સંતોષ માનવાનો નથી. હવે થોડા હકોનો પ્રશ્ન નથી. પરન્તુ હિન્દ માટેનું સમસ્ત રાજ્યતન્ત્ર બદલવાની જરૂર છે. આપણે તો સરકાર પાસે કાળા–ગોરાનો ભેદ ભૂલાવવાનો છે અને સરકારના ગુલામ કે નોકર તરીકે નહીં, પણ મિત્ર અને સલાહકાર તરીકે બેસવા માગીએ છીએ, અને તે આપણો હક છે.

હવે એક વાત તરફ કુદરતી રીતે લક્ષ દોરાય છે અને તે મી. મોન્ટેગ્યુની હિંદમાં પધરામણીની વાત છે. આજ સુધી પહેલાં કોઇપણ હિન્દી પ્રધાને હિન્દમાં આવી પ્રજાની સ્થિતિ સંબંધી તપાસ કર્યાનું અથવા તો હિન્દના પ્રશ્નો ઉપર આટલું દિલસોજી ભરેલું ધ્યાન આપેલું જાણવામાં આવ્યું નથી.

અલબત્ત, હાલના સંયોગો એવા છે કે સરકારને કદાચ મરજી વિરૂદ્ધ નમ્યું આપવું પડે, પરન્તુ મી. મોન્ટેગ્યુની હિન્દ પ્રતિની દિલસોજી અને મનની ઉદારતા માટે બે મત નથી. તેઓ સાહેબ ઘણા ડાહ્યા અને વિચક્ષણ છે, હિન્દના હિતચિન્તક છે અને સ્વતંત્રતા તથા સ્વરાજ્યના હિમાવતી છે. તેમણે મેસોપોટેમીઆ કમીશનના રીપોર્ટ સંબંધી જે ભાષણ કર્યું છે તેની અંદર હિન્દ રાજ્યતંત્ર ઉપરના તેમના મનની વિશાળતાની તેમજ નિખાલસપણાની સાક્ષી પુરે છે. બીજું, પૂજ્ય, માતાતુલ્ય શ્રીમતી એનીબેસન્ટ અને મ્હેમના નિડર અનુયાયીઓ મિ. એરન્ડેલ તથા મિ. વાડીઆને નજરકેદમાંથી મુક્ત કરવામાં જે ઉદાર રાજ્યનીતિ દર્શાવી છે તેને માટે એમને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે. કેટલાકનું એમ કહેવું છે કે મીસીસ બીસન્ટના છૂટકારાના પ્રશ્નમાં તેમજ ગીરમીટીયા તથા

બિહારમાં મજુરોની સ્થિતિની તપાસણીમાં જે કેટલેક અંશે ફત્તેહ મળી છે તેનું પ્રત્યક્ષ કારણ કાયદેસર ચળવળ છે. હું આ દલીલની સત્યતા સ્વીકારૂં છું એટલુંજ નહીં પરન્તુ તેની ચૂસ્ત હિમાયત કરૂં છું. અને વધારામાં કહું છું કે કોઇપણ કાર્યમાં વિજય ઇચ્છનાર મનુષ્યને બેજ વાતો કર્તવ્ય છે. એક તો ચારિત્ર્યબળની જમાવટ કરવી અને બીજું આગ્રહ-યુક્ત પ્રયત્ન આદરવો. આ બે સદ્દગુણો જેના કેળવાએલા છે તેને કઠિનમાં કઠિન કાર્ય સરળમાં સરળ થઇ જાય છે અને વિજય અવશ્ય પ્રાપ્ત થાય છે. મિ. મોન્ટેગ્યુનું અંતર વલણ લોકો અવલોકી શકે છે અને સર્વેને સંપૂર્ણ આશા અને ખાત્રી છે કે તેઓ સાહેબ પ્રજા તરફથી ઘડાએલી અરજીનો સ્વીકાર કરી ભારતવર્ષ જેવા સામ્રાજ્યના અમૂલ્ય અંગને ન્યાય આપી ભારતવર્ષના ઇતિહાસમાં પોતાનું નામ અમર કરવાની તક ચૂકશે નહીં.

પાશ્ચાત્ય પ્રજાના સંસર્ગની જે અનેક અનિષ્ટ અસરો હિન્દી જીવન ઉપર થઇ છે તેમાંની એક બે તરફ આપનું ધ્યાન ખેંચવાની આજ્ઞા લઉં છું. એક તો સહૃદયતાને સ્થાને બાહ્ય આડંબર અને ખોટો વિવેક દાખલ થઇ ગયો છે. અને બીજું, વૃદ્ધ તથા ધર્મ પ્રતિ પૂજ્યભાવને સ્થાને તર્કવાદ અને વિજ્ઞાનની ખોટી દલીલો દાખલ થએલી છે. વિજ્ઞાનવૃદ્ધિની હું લેશ પણ વિરૂદ્ધ નથી. હું એમ માનું છું કે દેશના ઉદય માટે વિજ્ઞાનનો બહોળો વિ-સ્તાર થવો જોઇએ. ફક્ત મારે જે કહેવાનું છે તે એટલુંજ કે જે બે વાતો મેં હમણા રજુ કરી છે તે મારા નમ્ર અભિપ્રાયમાં પ્રજાપણાની ભાવનાની પોષક નથી, અને તેથી યુવકમંડળે ખાસ વિવેકબુદ્ધિથી પોતાના કાર્યની દિશા નક્કી કરવાની છે. ત્રીજી અને જે વધારે મહત્વની વાત લાગે છે તે આપણા વિચારો દર્શાવવાના સાધનની છે. ઘણી વખત એવું અનુભવાય છે કે યુવાન પ્રજાના મોટા ભાગને પોતાના વિચારની આપ લે કરવાનું કામ વિદેશી ભાષા દ્વારા વધારે અનુકૂળ લાગે છે, અને પરિણામ એ આવે છે કે પોતાની માતૃભાષા પ્રતિની પ્રીતિ ધીમે ધીમે ઓછી થાય છે. આ પરિણામ અનિષ્ટ છે, એટલું જ નહિ પરન્તુ પ્રજાકીય પ્રગતિનું વિરોધી છે, માટે વિદેશી ભાષાના મોહમાં તણાઇ ન જવાય તેની દરેક હિન્દીએ સાવધાનતા રાખવી જોઇએ.

ભાઇઓ, હવે હું આ સત્કારમંડળે પોતાની લાગણીઓ પ્રદર્શિત કરવાનો પ્રતિનિધિ નીમી મને જે અપૂર્વ માન આપ્યું છે તેને માટે હું તેમના પ્રતિ અત્યંત આભારની લાગ-ણીથી જોઉં છું. હું જાણું છું કે મારા જેવો યુવાન આપ સર્વેનું સન્માન કરવાને યોગ્ય નથી. આ જગાએ તો કોઇ વયોવૃદ્ધ શહેરનો મોભાદાર નેતા જ શોભે. પરન્તુ જ્યારે સર્વે ભાઇઓની ઇચ્છા આ માન મને આપવાની થઇ ત્યારે તેમની ઇચ્છાને આધીન થઇ મારી ફરજ સમજી મેં આ કામ સ્વીકાર્યું અને તેમની મદદથીજ તે નિર્વિઘ્ને સંપૂર્ણ થશે. મને સોંપેલી ફરજ કદાચ બરાબર અદા કરી શકાઇ નહીં હોય તેને માટે સત્કાર મંડળની હું ક્ષમા યાચુ છું અને જે માન તેમણે મને આપ્યું છે તેને માટે તેમનો ઉપકાર માનું છું.

બન્ધુઓ, હવે મારૂં કહેવાનું પુરૂં થયું છે. મારૂં ભાષણ શાન્તિ અને ધૈર્યથી સાંભ-ળવાની જે સુજનતા આપે દર્શાવી છે તેને માટે હું આપનો અત્યંત આભારી છું. હું ફરી ફરીને આપ સર્વેનો અત્રે તસ્દી લેઇ પધારવા માટે સત્કારમંડળ તરફથી તેમજ મારી પો-તાની તરફથી અંતઃકરણપૂર્વક ઉપકાર માનું છું. છેવટમાં એક વાત કહેવાની યાદ આવે છે અને તે સંપની છે. સંપના અભાવે જનસમાજના કામને ભારે ધોકો પહોંચે છે. આવ

કુંવરબાઇ દેવજીભાઇ કલ્યાણજીભાઇનાં વડપણ નીચે બાળાઓએ મધુર સ્વરે સ્વર્ગસ્થ ગુજરાતી કવિ નર્મદનું "**જય જય ગરવી ગુજરાત**" વાળું ગીત ગાઇ ગુજરાતનું ગૌરવ વધારવા એકત્રિત થયલાં સભાજનોના ઉત્સાહ અને દેશાભિમાનને ઉત્તેજીત કર્યા;—

જય જય ગરવી ગુજરાત !
જય જય ગરવી ગુંજરાત !
દીપે અરૂણું પ્રભાત.

ધ્વજ પ્રકાશશે ઝળળ કુસુમ્બી પ્રેમશૌર્ય અંકિત,
તું ભણુવ ભણુવ નિજ સંતતિ સહુને પ્રેમભક્તિની રીત.—

ઉંચી તુજ સુંદર જાત,
જય જય ગરવી ગુજરાત !
ઉત્તરમાં અંબા માત,
પૂરવમાં કાળી માત.

છે દક્ષિણુ દિશામાં કરન્ત રક્ષા કુન્તેશ્વર મહાદેવ,
ને સોમનાથને ને દ્વારકેશ પશ્ચિમ કેરા દેવ.—

છે સાહાય્યમાં સાક્ષાત,
જય જય ગરવી ગુજરાત !
નદી તાપી, નર્મદા જોય,
મહીને બીજી પણુ જોય,

વળી જોય સુભટના જુદ્ધરમણુને, રત્નાકર સાગર,
પર્વત ઉપરથી વીર પૂર્વજો દે આશિષ જયકર.—

સંપે સોહે સહુ જાત,
જય જય ગરવી ગુજરાત !

તે અણુહિલવાડના રંગ,
તે સિદ્ધરાજ જયસિંગ,

તે રંગ થકી પણુ અધિક સરસ રંગ થશે સત્વરે માત;
શુભ શકુન દિસે, મધ્યાન્હ શોભશે, વીતી ગઇ છે રાત.—

જન ઘૂમે **નર્મદા** સાથ,
જય જય ગરવી ગુજરાજ ! (**નર્મદ,**)

બાળાઓનું સંગીત પુરૂં થયા બાદ મુંબાઇના ગાંધર્વ મહા વિદ્યાલયવાળા મી. દેસાઇએ "**ભારત હમારા દેશ હૈ હિત ઉસકા નિશ્ચય ચાહેંગે**" એ વિષયનું નીચલું ગીત ગાઇ દેશપ્રેમને અધિક ઉત્તેજીત કર્યો:—

( રાગ—ખમાજ તાલ—દ્રુત તીન તાલ. )

ભારત હમારા દેશ હૈ, હિત ઉસકા નિશ્ચય ચાહેંગે,
ઉસકે હિતકે કારણ, હમ કુછ ન કુછ કર જાએંગે.

ભારત હમારી માતૃભૂમિ ઉસકા ઋણ હમ પર બહુત,
ઉસકે મિટાનેકે લિયે, હમ કુછ ન કુછ કર જાએંગે. ૧

ભારતકે દુઃખપ્રદ અવનતિ પર કયો નહિં અ બહાવેંગે,
ઉસકે હટાનેકે લિયે હમ કુછ ન કુછ કર જાએંગે. ૨

ધર્મ, વિદ્યા, ઔર ધનસે ઉન્નતિ ભારતકી હોવે,
ઉસ ઉન્નતિકે માર્ગમેં હમ કુછ ન કુછ કર જાએંગે. ૩

## ઓનરેબલ મી. મહમદઅલી ઝીણાને આવકાર.

એ પછી બ્રહ્મચારી જનાર્દન શર્માએ ઓનરેબલ મી. મહમદઅલી ઝીણાને આવકાર આપનારૂં નીચલું ગીત ગાવા માંડયું. સભાજનો આ ગીત ગાતાં ગાતાં સાથે સાથે તાલ આપી તે પ્રત્યે બહુ પસંદગી અને સહાનુભૂતિ દર્શાવી હતી.

હાંરે આવો ઝીણા, પધારો પ્રિય ઝીણા;
શ્રી રામ રહેમાન એક માનતા,— હાંરે૦
હાંરે ભાઇ ઝીણાજી, ભાઈ ધન્ય ઝીણાજી;
મુસલમીન હિંદુ એક જાણી
ભારત મૈયાની સેવા સ્વીકારી,
મુસલમીન કોમ પહેલી આપે ઉજાળી.
એકતાની પહેલ કરી દ્વૈતભાવ ટાળી,— હાંરે૦

રાજનગર પ્રાંતિક પરિષદમાં પહેલા,
બેઠા પ્રમુખે આપ થઇ દેશ ઘેલા;
તે દીથી ભારતના પાપ સર્વ ઠેલ્યાં,— હાંરે૦

હોમ-રૂલ હક્ક કાજ આપ ઠીક ગાજો;
જોઇ આ આસવર્ગ થાય દિનદિન તાજો;
સત્ય ભાઈ આપનાથી ભેદ ભાવ ભાગ્યો;— હાંરે૦

વઝીર હુસેન સાથ મઝરૂલ હક્કજી,
ઉમર સોબાની સાથ, સૈયદ હુસેનજી;
રાજા મહમુદાબાદ સાથ.................. હાંરે૦

ભારતમૈયાની સેવકાજ સર્વ ઘુમો,
સ્વાર્થ તજી બ્રહ્મચારી વૃત્ત ગૃહી ઘુમો;
મુસલમીન હિંદુ મળી કરે પ્રેમ કુન્હો હાંરે૦

મહમદ શઉકત ભાઈ છોડાવો બંધા,
ન્યાયથી કરાવો બંધ કાયદા તે ગંદા;
કષ્ટો પડે તોય થાઓ ન ગંધા,— હાંરે૦

સ્હમજાવો આપ જાત એક સર્વ થાઓ,
હોમ-રૂલ હક્ક લેઇ એક બની રહીએ;
ભારત મૈયાની જય એક સાથ ગઇએ,— હાંરે૦

ગોધરાની આપ જાત હિંદુઓ સાથે.
પહેરાવે પુષ્પ મણિ વામનજી હાથે;
સહાય કરી સાચી રહીમ રઘુ જોડે,— હાંરે૦

---

## લોકમાન્ય તિલક મહારાજનાં યશોગાન.

---

એ પછી ગઢડાવાળા રા. **શીવજીભાઇ દેવજીભાઇએ** લોકમાન્ય બાળગંગાધર તીલકના યશોગાનનું નીચલું ગીત ગાયું:—

**("ભાવે ભજો ભવિયો ભગવાન" ની ધુનમાં.)**

ભારત ભુવને **તિલક** સમાન, લોકમાન્યનું કરો સન્માન,
ભારત ભૂષણ **ગંગાધર** સુત, નિરખી કરો અમૃત રસ પાન—લોક૦
**શિવાજી** સમ શુરવીર છે, કલિકાળનો ગણી **હનુમાન**—લોક૦
**ગણુપતિ** સમ **ગંગાધર** સુતપર, તન મન ધન કરીને કુરબાન—લોક૦
સ્વરાજ લેવા સજજ થયો છે, મહારાષ્ટ્રનો સિંહ બળવાન—લોક૦
**જન્મ સિદ્ધ હક્ક સ્વરાજ** સમજી, જગાડે યત્ને હિંદુસ્તાન—લોક૦
હિંદની વિપદા વિદારવાને, નિશદિન યત્ન કરે મતિમાન—લોક૦
દુઃખને સુખ માનીને મનમાં, ધરે અંતરમાં ભારત ધ્યાન—લોક૦
પરાધીનતા પાશ છેદવા, માગે **હોમરૂલ** સુખ ખાણુ—લોક૦
ધન્ય જનેતા ધન્ય તાત છે, ભારતનો પ્રિયકર છે પ્રાણુ—લોક૦
જેમ ગર્જે ગુજરાતે **ગાંધી**, દક્ષિણમાં તેમ **તિલક** સુજાણુ—લોક૦
દક્ષિણને ગુજરાત ભૂમિના, સાથે મળ્યા નરવર ગુણવાન—લોક૦

---

## વીરમગામની જકાત દુર કરવાની ખબર.

એ સર્વ ગીત ગવાઇ રહ્યા બાદ મહાત્મા ગાંધીજીએ કાર્યક્રમ આગળ ચલાવતાં કહ્યું કે, ગઇ કાલની માફકજ આજે પણ શાંતિથી સાંભળજો એજ મારી વિનંતી છે. મેં ગઇ કાલે ભાષણ કર્યું તેમાં હું વીરમગામની જકાત વિષે પત્રવ્યવહાર ચલાવું છું એમ મેં કહ્યું નહોતું પણ એ વિષે મેં મુંબઇ સરકારને અહીં આવતાં પહેલાં લખ્યું હતું, અને તાર પણ કર્યો હતો. મને તેનો જવાબ મુંબઇ સરકાર તરફથી તારદ્વારા મળ્યો છે. તેમાં જણાવ્યું છે કે, સોમવારે—આવતી કાલે—ગેઝેટ બહાર પડશે તેમાં એ જકાત દુર કરવાનો ઠરાવ બહાર પડશે. જો તમે સર્વ મને સત્તા આપો તો તે માટે હું સરકારનો આભાર માનું. (સભાએ તાળીઓના અવાજ કરી નામદાર સરકારનો આભાર માનવાની પ્રમુખને સત્તા આપી હતી.) તે સિવાય મારે વક્તાઓને વિનતી કરવાની એ છે કે, ટુંકમાં ઘણો રસ રહેશે માટે ટુંકમાં જ બોલજો. આજે બહાર ગામથી ખાસ આવેલા ઘણા જાણીતા વક્તાઓ બોલવાના છે. સર્વ વક્તાઓને તમે સર્વ ખામોશથી સાંભળજો. વક્તાઓ જે કાંઇ બોલે તે શાંતિથી સાંભળવું અને તેમાંથી જે યોગ્ય લાગે તેનો અમલ કરવો. હું તમારી સમક્ષ પહેલો ઠરાવ નીચે પ્રમાણે રજુ કરૂં છું તે સર્વે ઉભા થઇને પસાર કરશો. એ ઠરાવ વિષે લંબાણથી વિવેચન કરવાની જરૂર નથી.

**૧. હિન્દના દાદા દાદાભાઈ નવરોજીના સ્વર્ગવાસથી આ પરિષદ્ પોતાની દિલગીરી જાહેર કરે છે અને તેમના કુટુંબની તરફ દીલસોજી બતાવે છે તથા ઇશ્વર પ્રત્યે પ્રાર્થના કરે છે કે એ મહાત્માને શાન્તિ મળો.**

સભાજનોએ ઉભા થઇ પૂર્ણ શાંતિથી તે ઠરાવ પસાર કર્યો હતો.

એ બાદ મહાત્મા ગાંધીજીએ નીચલો ઠરાવ રજુ કર્યો તે પણ સભાએ તેજ રીતે ઉભા થઇ પૂર્ણ શાંતિથી પસાર કર્યો હતો:—

**ઑાલ ઇંડિયા મોસ્લેમ લીગ અને કોન્ગ્રેસના જાણીતા આગેવાન મી. અબ્દુલ રસુલ જીન્નતનશીન થયા તેને સારૂ આ પરિષદ્ પોતાની દીલગીરી જાહેર કરે છે અને તેમના કુટુંબને દીલસોજી આપે છે તથા ખુદાપાકની પાસે માગે છે કે તેમના રૂહને સલામતી બક્ષો.**

ત્રીજો ઠરાવ કોન્ગ્રેસ-લીગની યોજનાનો સત્વર અમલ કરવા માટે બ્રિટિશ સરકારને અને હિંદી પ્રધાન મી. મોન્ટેગ્યુને આગ્રહપૂર્વક વિનતી કરવાનો ઠરાવ રજુ કરવાના સંબંધમાં પ્રસ્તાવના રૂપે મહાત્મા ગાંધીજીએ કહ્યું કે, ત્રીજો ઠરાવ આપણા મિત્ર ઑાનરેબલ મી. ઝીણા રજુ કરશે. મને મિત્રવર્ગે એમ કહ્યું હતું કે, એ ભાઇ ગુજરાતીમાં બોલશે નહિ કેમકે તેમને ગુજરાતીમાં બોલતાં આવડે નહિ. એમ કહેનારા ભાઇઓ એક વાત ભુલી ગયા કે, જે સ્વરાજ્ય લેવા નીકળ્યા તેમણે ભાષા ન આવડતી હોય તો શીખવી જોઇએ. સ્વરાજ્ય મળશે ત્યારે સુથાર, લુહાર, ભંગી, મોચી વગેરેના મત પણ મેળવવા પડશે. તે વખતે જો દેશી ભાષા ન આવડતી હોય તો તેમની સાથે કેમ ભેળાઇ શકાય? એ ભાઈ તમારી સમક્ષ ત્રીજો ઠરાવ રજુ કરશે અને ગુજરાતીમાં જ બોલશે. મારી એ વિનતી માન્ય કરી તેમણે મને બહુ ઋણી બનાવ્યો છે.

ઑનરેબલ મી. **મહમદઅલી ઝીણાએ** તે પછી નીચલો ઠરાવ રજુ કર્યો:—

આ ઠરાવ પણ એજ રીતે સભાજનોએ ઉભા થઇ પસાર કીધો હતો.

## ઠરાવ ૩ જો—કૉંગ્રેસ લીગની યોજના.

**૩. (અ) "બ્રિટિશ સામ્રાજ્યના એક વિભાગ રૂપ હિંદમાં જવાબદાર રાજ્યતંત્ર સ્થાપવાના અંતિમ હેતુથી સ્વરાજ્યની સંસ્થાઓ ક્રમેક્રમે વિકસાવવાની રાજ્યનીતિ" જાહેર કરવા માટે અને તે સંબંધી ભરવા જોઇતાં પગલાં વિષે સ્થાનિક જ્ઞાન મેળવવા મોન્ટેગ્યુ સાહેબ પધારવાના છે, તેને સારૂ આ પરિષદ્ તેમનો ઉપકાર માને છે.**

**(બ) આ પરિષદ્ માનપૂર્વક જણાવે છે કે સ્વરાજ્યની દિશામાં તરતજ ભરવા જોઇતા એક પગલાં તરીકે ગયે વર્ષે લખનૌમાં ભરાયલી ઇન્ડિયન નેશનલ કોંગ્રેસ અને ઑલ ઇન્ડિયા મોસ્લેમ લીગની સભાઓમાં સર્વાનુમતે પસાર કરવામાં આવેલી યોજના હિંદની ઓછામાં ઓછી માગણી સુચવે છે અને તેથી તે મંજુર કરી સત્વર અમલમાં મુકવા આ પરિષદ્ બ્રિટીશ સરકાર અને મોન્ટેગ્યુ સાહેબને આગ્રહપૂર્વક વિનંતી કરે છે."**

ઑનરેબલ મી. ઝીણાએ ઉપરોક્ત ઠરાવના ટેકામાં ગુજરાતીમાંજ ભાષણ કરતાં જણાવ્યું કે, જો કે હું ગુજરાતી ભાષામાં બરાબર રીતે મારા વિચારો બતાવી નહિ શકું, તો પણ આ ઠરાવ ગુજરાતી ભાષામાં રજુ કરવાની મેં હિમ્મત કરી છે. કારણકે હું માનું છું કે આપણી પોતાની ભાષાથીજ આપણા લોકોને તૈયાર કરી આપણે સ્વરાજ્ય મેળવી શકીશું. હું માનું છું કે જો આખો દેશ સ્વરાજ્ય માટે જબરદસ્ત હીલચાલ જારી રાખશે તો બેશક આપણે સ્વરાજ્ય મેળવીશું. આખા ગુજરાતમાં તેમજ આખા હિંદુસ્તાનમાં હિંદુ તેમજ મુસલમીન ભાઇઓ હાથેહાથ મિલાવી આપણી લડત લડીશું તો કોઇની મગદૂર નથી કે સ્વરાજ્યની આ માગણી કોઈ અટકાવી શકે. તેથી હિંદુ અને મુસલમીન ભાઇઓ, હું તમને પૂછું છું કે તમે એક છો કે નહિ? ("એક, એક"ના અવાજો) તમે તમારા દેશ માટે ગમે તે જહેમત અને મુશ્કેલીઓ ઉઠાવીને પણ એક હિંદી પ્રજા તરીકે આગળ વધવાને તૈયાર છો કે નહિ? ("છીએ"ના અવાજો.) જો તમે તૈયાર હો, જો તમે હિંદુ અને મુસલમીન એક હો, તો હું તમને ખાત્રી આપું છું કે સ્વરાજ્ય તમે મેળવશોજ.

એ ઠરાવને અનુમોદન આપતાં **સૌ. રમીબાઇ કામદારે** જણાવ્યું કે:—આખા ગુજરાતની પ્રજા અત્યારે ઉત્સાહપૂર્વક નવી જાતનું ચેતનમય જીવન પ્રદર્શીત કરે છે અને આખા દેશમાં આશાનાં કિરણો ઝળકી રહ્યાં છે તે જોઇ કયું હૃદય મગરૂર નહિ થતું હોય? સ્ત્રીઓએ રાજ્યદ્વારી લડતમાં ભાગ લેવો કે નહિ તે પ્રશ્ન વિચારવા યોગ્ય છે; પ્રમુખ ગાંધી સાહેબનાં અનેક ઉપયોગી વચનો કાલે આપણે સાંભળ્યાં છે, તેમાં તેમણે આપણે સ્વરાજ્ય કેવી રીતે મેળવી શકીએ તે સ્પષ્ટ સમજાવ્યું છે. માત્ર ભાષણો કે મેળાવડાથી પ્રજા ઘડાતી નથી એ તો સ્પષ્ટ છે. પ્રજા કેવી રીતે ઘડાય તે માટે આપણને બીજી પ્રજાઓ પાસે શીખવા જવું પડે તેમ નથી. આપણાં શાસ્ત્રોમાં શું તે નથી સમજાવ્યું? આજે પણ આપણે મહાભારતને શા સારૂ પુજીએ છીએ? એટલાજ માટે કે તેમાં તે સર્વ સમજાવ્યું છે. પ્રજામાં

કેવાં તત્વો હોવાં જોઇએ તે તેમાં સ્પષ્ટ દર્શાવ્યું છે. આપણી પ્રજામાં એ તત્વો છે કે નહિ અને નહિ હોય તો તે તત્વો દાખલ કરવાને શું ઉપાયો યોજવા તે રાજ્યદ્વારી બાબતોમાં ભાગ લેનારાઓએ ધ્યાનમાં લેવા યોગ્ય છે. મહાભારતમાં પાંચાલીએ પોતાના પતિ હિમાલયમાંથી ક્યારે પાછા ફરશે તે વિષે પુછપરછ કરતાં ધર્મરાજાએ ઉત્તર આપ્યો છે કે, "સત્યને ખાતર તારો પણ ત્યાગ કરનારા પુત્રો ફરજ બતાવતાં શીખશે ત્યારે આવીશ." શ્રી ગાંધીના ભાષણમાં પણ એજ વાત સમાયલી છે અને તે અક્ષરે અક્ષર અનુકરણીય છે. તે પ્રમાણે આપણે વર્તીશું ત્યારેજ સ્વરાજ્ય મેળવી શકીશું.

**રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડયાએ** એ ઠરાવને વિશેષ અનુમોદન આપતાં બોલ્યા, મોક્ષના અધિકારી પણ જીવનના બંધનોમાં બંધાયલા જીવાત્માઓ ! જે ઈશ્વરી સંદેશ હિંદને હલાવી રહ્યા છે તેને અનુમોદન આપવાનું કામ મને સોંપાયું છે. રહીમખાન નામના મુસલમાને વૈષ્ણવ ધર્મ સ્વીકાર્યો ત્યારે તેણે ભગવાનને કહ્યું કે, "કૃષ્ણચંદ્ર, તમે મને ગમે ત્યાં જન્મ આપજો. જોઇએ તો મને પથ્થર બનાવજો, જો ગોવર્ધનગિરીનો પથ્થર બનાવો તો. મને જોઇએ તો વૃક્ષમાં જન્મ આપજો, જો તમારા પગને અડકેલા કદંબવૃક્ષમાં આપો તો; મને પશુ બનાવો તો ગાય બનાવજો કે તમેજ નેતા થાઓ. મનુષ્ય બનાવો તો રાધા બનાવજો કે હમેશાં તમારા સંગમાં રહું. એજ પ્રમાણે આજે દરેક હિંદવાસી ભાઇ બ્હેન કહે છે કે અમારા માર્ગદર્શકમાં જો "સ્વરાજ્ય" શબ્દ લખાયો હોય તો અમે ખુશીથી પથ્થર બનવા તૈયાર થઇશું. જો પાંદડે પાંદડે "હોમ-રૂલ" લખાયું હશે તો હું ખુશીથી વૃક્ષ થવા ચાહું. જો પશુનામાંથી હોમ-રૂલની વાસ નીકળતો હોય તો ખુશીથી પશુ થઇશું અને જો મનુષ્ય થઇએ તો આપણે ચાહીશું કે, હિંદમાં સ્વરાજ્યનો ઘોષ કરતા થઇએ. હિંદને સ્વરાજ્ય આપવાની વાત ઈંગ્લન્ડની જનસમાજ અને બુદ્ધિશાળી અધિકારીઓ પાસે રજુ કરવામાં આવે તો તેઓ કબુલ કરે તેમ છે. એંગ્લો-ઇન્ડીઅન બંધુઓને હું કહીશ કે અમે તમારી સાથે બેસી કામ કરવા ચાહીએ છીએ. ભલે તેના જવાબમાં તેઓ સ્વાર્થથી ગમે તેમ કહે પણ જો ન્યાય બુદ્ધિથી તમારો હક્ક સમજવાની જેને તૈયારી હોય છે તેઓ તો કબુલ કરે છે કે, કોન્ગ્રેસલીગની યોજના ઓછામાં ઓછી માગણી રજુ કરે છે. આપણા બ્રિટીશભાઇને આપણે સમજાવવાનું છે કે, અમે સામ્રાજ્યના ભાગીદાર છીએ. પ્રજા પરમેશ્વર છે; અમલદારો પ્રજાહિત માટે પ્રજાના સેવકો છે; તેઓ પ્રજાના સ્વામી નથી. અમલદારો હોય તે સામે આપણને વાંધો નથી. આપણને વાંધો એ વિષે છે કે, હાલનું અમલદારી તંત્ર નિષ્ફળ નીવડયું છે. હિંદમાં લોર્ડ હારડીંજ પણ આવે છે અને લોર્ડ કર્ઝન પણ આવે છે. લોર્ડ હારડીંજ સરખા આવે તે સામે આપણને વાંધો નથી. લોર્ડ કર્ઝન સામે હશે તો કહીશું. આપણે જે કાંઇ વાંધો છે તે 'બુરોક્રસી'ની પદ્ધતિ સામેજ છે. અધિકારી વર્ગના હાથમાં બીનજવાબદારી ભરી એટલી વિશાળ સત્તા છે કે, સારાં માણસો પણ બગડી જાય. લોકમાન્ય તીલક અને ગાંધીજી મહારાજ પણ જો આપ ખુદ માગણી કરેતો આપણે તેની સામે થઇએ. આપણી તકરાર કોઇ વ્યક્તિ સામે નહિ પણ રાજકીય તંત્ર સામે છે. શ્રી. તીલક કહે છે કે, દરેક પ્રજાનો હક્ક છે કે રાજતંત્ર પોતે ચલાવવું અને હોમ-રૂલ મારો જન્મ સિદ્ધ હક્ક છે. "હોમ-રૂલ" એ અંતિમ સાધ્ય છે. સિદ્ધ થતાં લાંબો અને વિકટ માર્ગ પસાર કરવાનો છે પરંતુ હાલમાં કોન્ગ્રેસ-લીગની યોજનાનો સ્વીકાર કરવામાં નહિ

આવે ત્યાં સુધી શાંતિ વળવાની નથી. આપણી માગણી એટલી છે કે, પ્રજાનું સ્વાતંત્ર્ય સ્વીકારાય. ત્રણ નિર્દોષ કવિતાઓ જાહેરમાં નહિ ગવાવી જોઇએ એમ અત્રે અમલદારો તરફથી કહેવામાં આવ્યું છે પરંતુ જો સ્વરાજ્ય હોત તો એજ કવિતાઓ વેદમંત્રોની માફક ગવાત; એવા પ્રકારનો અમલ નહિ સાંખી શકાય તેવો છે. માટે કોન્ગ્રેસ–લીગે જે યોજના ઘડી કહાડી છે તેને આ પરિષદ સંપૂર્ણ અનુમોદન આપે તેમાં દેશને લાભ છે. મને લાગે છે કે પ્રભુ પણ હવે હિંદનું ભવિષ્ય લખે છે અને હજારો માણસોનો વિરોધ હોવા છતાં પણ આપણને સ્વરાજ્ય વ્હેલુંજ મળશે.

**મી. અલીભાઇ હમદાનીએ** એ ઠરાવને અધિક અનુમોદન આપતાં જણાવ્યું કે, આપણે બધા એકદીલથી વળગી રહીએ તો ધારેલી મુરાદ બરાબર પાર પડશે. કોઈ કહે કે મુલક મારો છે તો તે ખોટું છે. નબી પયગમ્બરને કોઇએ “પાદશાહ.” “શાહ” કે “સુલતાન” નથી કહ્યા; માત્ર “અમીર” એટલે કે મુલક સંભાળનાર કહ્યા છે. અમારા ખલીફાઓએ પણ “અમીર” નામ ધારણ કર્યું હતું. અમારો ઇસ્લામ ખાસ શીખવે છે કે, સ્વરાજ્ય જોઇએ. ઇસ્લામની એ ખાસ ખુબી છે. સ્વરાજ એટલે શું? સ્વરાજ્ય એટલે સચ્ચાઇ–સચ્ચાઇથી સરકાર સાથે વાતો કરવી તે. પહેલાં આ સચ્ચાઈ કોણે દેખાડી આપી? સ્વર્ગસ્થ દાદાભાઈ, મી. તીલક, મી. ગોખલે અને સર ફીરોઝશાહે વારંવાર કહ્યું હતું કે, અમે સાચા સેવક છીએ. સાચાપણું એજ કે, સરકાર ઉપર આફત ઉતરી ત્યારે ગોરી ચામડી સાથે એ વાત બાજુએ મુકી સરકારે કહ્યું કે, તમારી તરફ નજર કરીશું. ત્યારે હિંદીઓએ કહ્યું છે કે દાદાભાઇ, તીલક વગેરેનું કહેવું તમે માન્યું નહિ પણ અમે તો તમારા સાચા સેવક છીએ અને પોતાના જાન અને માલ અર્પણ કર્યા છે. એનુ નામ સચ્ચાઇ. હવે અમે જરા એટલું કહીએ છીએ કે અમારા હક્ક–વાજબી હક્ક–માગીએ છીએ. પણ તે માટે શું શું મુશીબતો પડે છે? મને બીક લાગે છે કે, પોલીસ પકડશે? નિશાળનાં છોકરાંઓને આવી રાજ્યદ્વારી સભાઓમાં આવવાની મનાઇ કરી તે તો ઠીક પણ હું સરકારને પુછીશ કે તમારા નોકરોને આવી સભામાં આવતા શું કરવા અટકાવ્યા છે? શું તમને એમ લાગે છે કે, તે અમલદારો આવાં ભાષણો સાંભળે તો તેઓ જોહાકી અમલ ઓછો ચલાવે? મદ્રાસમાં કોલેજના વિદ્યાર્થીઓની એક સભામાં ચર્ચા ચલાવવા માટે પ્રીન્સીપાલે એવો વિષય ઠરાવ્યો હતો કે, “કાળી ચામડી ઉપર ગોરી ચામડી કેમ સરસાઇ ભોગવે?” એ ચર્ચા દરમ્યાન એક વિદ્યાર્થીએ કહ્યું કે, તમે સ્વરાજ્ય આપવા બંધાયલા છો કેમકે યુરોપમાં બધે સ્વરાજ્ય છે. આ સાંભળતાં પ્રીન્સીપાલે તેને “તમે મીસીસ બીસાન્ટના અનુયાયી છો” એમ કહી કહાડી મૂક્યો હતો. આશરે ચાલીશ વર્ષ ઉપર એક આસિસ્ટંટ કલેકટરે એક હિંદુની લાશ અર્ધી બાળેલી તે પછી નદીમાં ફેંકાવી દીધી હતી. એ અમલને જોહાકી દોર નહિતો બીજું શું કહેવું? તેમ છતાં હવે હિંદુઓ અને મોહોમેદનો એકત્ર થયા છે તો મને લાગે છે કે સ્વરાજ્ય આપણને મળશેજ. મારા હિંદુભાઇ બ્હેનોને હું અરજ કરૂં છું કે મોહોમેદન કોમ કેળવણીમાં પછાત છે તો તમે જેમ જેમ આગળ ચાલો તેમ તેમ તેમને પણ હાથ પકડી આગળ લેતા જજો, તમે તેમને મદદ નહિ કરો ત્યાં સુધી તેઓ પછાત રહેશે. ધારવારમાં હાઇસ્કૂલ માટે વાર્ષિક રૂ. ૬૮૦૦) નું ફંડ કરવામાં આવ્યું છે તેમાં રૂ. ૨૦૦૦) હિંદુ ભાઇઓએ આપ્યા છે. અત્રે આપણા

પ્રમુખ મી. ગાંધી જેવાએ માત્ર પાંચ રૂપીઆના કપડાં પહેર્યાં છે તે તમે જોઇ શકો છો. ને ઉપરથી આપણને દાખલો મળે છે કે, તમે પણ તેવા થાઓ તોજ સ્વરાજ્ય મળશે.

લોકમાન્ય તીલકે એ ઠરાવને વિશેષ અનુમોદન આપતાં પ્લેટફોર્મ ઉપરથીજ મરાઠીમાં બોલવા માંડયું. તેમણે કહ્યું કે, મને બે બોલ બોલવાની પ્રમુખ તરફથી આજ્ઞા થઇ છે. સ્વાગત મંડળનો એક ઠરાવ એવો છે કે અત્રે ભાષણો ગુજરાતી ભાષામાંજ થાય. હિંદમાં એક ભાષા થશે પણ તે સ્વરાજ્ય મળ્યા પછીજ થશે અને તેને બહુ વખત લાગશે. મારી માતૃભાષા મરાઠી છે. હું મરાઠી ભાષામાંજ બોલીશ અને થોડુંજ બોલીશ. હું માંચડા ઉપર જતો નથી કેમકે ત્યાં જવાને ૩ પગથીઆં ઉતરીને પાછાં ૩ પગથીઆં ચડવાં પડે અને છતાં જયાંને ત્યાંજ રહેવું એ વાત મને પસંદ નથી. 'આપણે તો એક પગથીયું ચડવું' છે તે સ્વરાજ્યનું છે. સ્વરાજ્ય એટલે શું તે સૌ કોઇ જાણે છે. એક ખેડુતને પણ તેની ખબર છે. હું સ્વરાજ્ય શબ્દનો અર્થ જાણું છું કે, મારા ઘરનો વ્યવહાર હું તપાસું. ગોરાઓને હાંકી કહાડવા અથવા તો પાર્લામેન્ટના સભાસદો કેટલા અને કેટલા નહિ તે નક્કી કરવું' એવો સ્વરાજ્યનો અર્થ નથી. સ્વરાજ્યનો અર્થ એટલો છે કે, બધો હુકમ છે તેમ ચાલશે પણ તે મારા હુકમથી ચાલશે. આપણા ઘરની વ્યવસ્થા કેવી છે તે જોવા આપણે તૈયાર થઇએ, તેમ કરતાં શીખીએ તેનું નામ સ્વરાજ્ય. કોન્ગ્રેસ-લીગની યોજનામાં જે માગણી કરવામાં આવી છે તે ઓછામાં ઓછી છે. તેથી ઓછું માગવાનું બની શકશે નહિ. એ યોજનામાં જે માગણી કરવામાં આવી છે તે જો નહિ મળે તો આપણે એમ સમજીશું કે સરકાર સ્વરાજ્ય આપવા તૈયાર નથી. ગરમપક્ષ કહો કે નરમપક્ષ કહો, જહાલ પક્ષ કહો કે મવાલ પક્ષ કહો, હિંદુઓ કહો કે મુસલમાનો કહો-તે સર્વએ મળીને સમંતિથી એ માગણી કરવાનું કર્યું છે. મારે કહેવાનું માત્ર એટલું છે કે તમે એથી ઓછું, એથી ઉલટું કે તેનું વિરોધી થઇ પડે તેવું કાંઇ માગશો નહિ. એંગ્લો-ઇન્ડીઅનો કહે છે કે, હિંદુસ્તાનમાં અમારા પુષ્કળ પૈસા છે માટે તેનું રક્ષણ થવું જોઇએ. એમાં વિચારવાનું એટલુંજ છે કે, એ પૈસા વેપાર માટે છે અને જો હિંદી વેપારીઓને ખાસ રક્ષણ આપવામાં આવે તો જ તેમને રક્ષણ આપવું તે વાજબી ગણાય. હિંદને એવાં કારણથી સ્વરાજ્ય આપવું નહિ એમ કહેવું તે ગાંડપણ છે. કોન્ગ્રેસ-લીગે જે માગણી કરી છે તે પુરી થવાનો વખત આવી લાગ્યો હોય એમ જણાય છે, આપણી સ્વરાજ્યની માગણીની વિરૂદ્ધમાં બોલતા અધિકારી વર્ગ એમ પુછે છે કે, હિંદની ૩૦ કરોડની વસ્તીમાંથી લશ્કર માટે પાંચ પચીશ લાખ માણસ પણ નહિ મળી આવ્યું ? પરંતુ હું પણ પુછીશ કે, એમાં વાંક કોનો ? લોકોનો કે રાજકર્તાઓનો ? એટલાં માણસો પણ નહિ મળ્યાં ? તે માટે સો વરસ થયાં રાજ્ય કરનારાઓએ શરમાવું જોઇએ. સામ્રાજ્યની વ્યવસ્થામાં અમારો જેટલો હિસ્સો હોવો જોઇએ તેટલો નથી તેથી તેટલાં માણસો નહિ મળી આવ્યાં હોય તો તેમાં દોષ અમારો નથી. ઇંગ્લાંડના લોકોને જો આપણે આ વાતની ખાત્રી કરી આપીએ તો મારી ખાત્રી છે કે, તેઓ તે સમજી શકશે. તમને મારે વિનતી એટલીજ કરવાની છે કે, આ તક ફોકટ જવા દેશો નહિ. ફરીથી સો વર્ષે આવી તક મળશે નહિ. જો હાલના સરખા અનુકૂલ સંજોગો જવા દેશો તો તમારા જેવા હતભાગી બીજા કોઇ નહિ ગણાય. માટે કૃતજ્ઞ અને ઉદ્યોગી રહી સતત પ્રયાસ કરો તો મારી ખાત્રી છે કે આપણે જે માગણી કરી છે તે મળશેજ.

અત્રે **મી. શીવજીભાઈ દેવજીભાઇએ** મી. ચંદ્રશંકર પંડયાનું રચેલું, "જ્યાં લગી અંગમાં આત્મા છે ત્યાં લગી સ્વરાજ્યવાદી રહે" એ ગીત ગાઇ સંભળાવ્યું.

તે પછી પ્રમુખશ્રીએ આ ઠરાવ ઉપર સભાની સંમતિ જાણવા માગતા મંડપ "વંદે-માતરમ્"ના પોકારોથી ગાજી રહ્યો હતો અને તેઓશ્રીએ ઠરાવ થએલો જાહેર કર્યો હતો.

પ્રમુખશ્રીએ તે પછી નીચલો ઠરાવ રજુ કર્યો તે સભાએ પસાર કર્યો હતો.

"મોન્ટેગ્યુ સાહેબની મુસાફરીમાં તા. ૨૪ ડીસેમ્બર ૧૯૧૭ થી તા. ૨ જાને-વારી ૧૯૧૮ સુધીમાં રહેવાની યોજના છે પરંતુ તે અઠવાડીઆની અંદર કલ-કત્તામાં કોન્ગ્રેસ તથા મુસ્લીમ લીગની બેઠકો થવાની છે. તે વખતે આ પ્રાન્તના નેતાઓ કલકત્તા ગએલા હશે તે કારણથી મોન્ટેગ્યુ સાહેબ સાથે મસલત કર-વાની તક તેમને મળી શકશે નહિ. માટે સરકારને આ પરિષદ્ અરજ કરે છે કે મોન્ટેગ્યુ સાહેબ સદરહુ અઠવાડીયું મુંબઈ નહિ ગુજારતાં કલકત્તે ગુજારવાની મહેરબાની કરે એવી ગોઠવણ કરે."

---

પ્રમુખે તે બાદ નીચલો ઠરાવ પણ રજુ કર્યો અને સભાએ તે સર્વાનુમતે પસાર કર્યો હતો:—

"ગુજરાતની કોન્ગ્રેસ કમિટીઓને તેમજ હોમરૂલ લીગની શાખાઓને અને બીજા રાજ્યકીય મંડળોને આ પરિષદ્ કોન્ગ્રેસ તથા મુસ્લીમ લીગે પસાર કરેલી સ્વરાજ્યની યોજના વિષે સતત ચળવળ કરવા આગ્રહપૂર્વક વિનંતિ કરે છે તેમજ સ્વરાજ્ય વિષે મોન્ટેગ્યુ સાહેબને મોકલવાની જે અરજીમાં હાલ સહીઓ લેવામાં આવે છે તેના પર બને તેટલી સહીઓ લેવા આ પરિષદ્ સર્વે ગુજરાતીઓને ભલામણ કરે છે."

---

પ્રમુખશ્રીએ તે બાદ નીચલો ઠરાવ મી. અબ્બાસ તૈયબજી ગુજરાતી લીપી નહિ જાણતા હોવાથી વાંચી સંભળાવ્યો.

"આ પરિષદ્ હિંદી સરકારને નમ્રતાપૂર્વક અરજ કરે છે કે જે ઈન્સાફથી એની બીસેંટ અને તેમના સાથીઓને નજરકેદમાંથી મુક્ત કર્યા તેવોજ ઈન્સાફ બતાવી ઘણો વખત થયાં નજરકેદ રહેલા ભાઈ મહમદઅલી અને ભાઈ શઉ-કતઅલીને મુક્ત કરી પ્રજાનું શાન્તવન કરે."

એ ઠરાવના ટેકામાં વિવેચન કરતાં **મી. અબ્બાસ તૈયબજીએ** જણાવ્યું કે, ભાઇ મહમદઅલી અને ભાઇ શઉકતઅલીના નામથી કોઇ અજાણ્યું નથી. તેમને મુક્ત કરવાના સંબંધમાં બધે આવા ઠરાવો કરવાની ફરજ છે. બાલ્કન રાજ્યોનો વિગ્રહ શરૂ થયો તે પછી અમો મોહોમેડનો ઉપર ઘણી ગુજરી છે. અમે મોહોમેદનો ઘણાજ વફાદાર છીએ એ વાત પ્રત્યક્ષ થઇ ચુકી છે. ભાઇ મહમદઅલી અને શઉકતઅલીને નજરકેદ કર્યા તે વાતને

ત્રણ વર્ષ થવા આવ્યાં છે તો હવે તેમને મુક્ત કરવા જોઇએ છે. બ્રિટીશ સરકારે આયર્લેન્ડના સીન-ફીનરોને પણ છોડી મુક્યા છે તો આ બે ભાઇઓને હવે છોડવા એ તેની ફરજ છે. તેમ થવાથીજ હિંદી પ્રધાન મી. મોન્ટેગ્યુ અત્રે આવે ત્યારે શાંત વાતાવરણ ફેલાવી શકાશે.

**મી. જમનાદાસ દ્વારકાંદાસ** તે બાદ એ ઠરાવને વધુ ટેકો આપવા ઉઠતાં સભાએ તેમને તાળીઓના ચાલુ અવાજોથી વધાવી લીધા હતા. તેમણે પોતાનું ભાષણ શરૂ કરતાં જણાવ્યું કે, આ ઠરાવ આપણા મુસલમીન બંધુ શેઠ અબ્બાસ તૈયબજીએ રજુ કર્યો છે અને તેને વધુ અનુમોદન આપવાની પવિત્ર ફરજ મારે બજાવવાની છે. એવું અનુમોદન આપવું તેને પોતાની પવિત્ર ફરજ નહિ માને એવો કોઇ હિંદુ ભાઇ અત્રે નહિજ હશે. વડી ધારાસભામાં સરકાર તરફથી જે જણાવવામાં આવ્યું છે તે ઉપરથી જણાય છે કે નજરકેદીઓ ભાઇ મહમદઅલી અને ભાઇ શૌકતઅલીના છુટકારાની આશા હાલ રાખી શકાય નહિ. હું એમ પુછીશ કે, મીસીસ બીસાન્ટ, મી. એરૂન્ડેલ અને મી. વાડીઆને છોડયાં તો પછી મેસર્સ મહમદઅલી અને શઉકતઅલીને કેમ નહિ છોડવામાં આવે? સરકાર જો એમ સમજતી હોય કે, આખા હિંદમાં જે રાજ્યદ્વારી ચળવળ ચાલી રહી હતી તે માત્ર મીસીસ બીસાન્ટ અને મેસર્સ એરૂન્ડેલ અને વાડીયાને લીધે હતી અને તેમને છોડયાથી તે શાંત પડી જશે તો હું પોકાર કરીશ કે, તે એક ગંભીર ભુલ છે. હિંદુસ્થાનનાં પુત્ર પુત્રીઓ જે કોઇ દેશની સેવા કરે તેને માટે પ્રાણ આપશે. મીસીસ બીસાન્ટ ગોરી ચામડીનાં મનુષ્ય હતાં પરંતુ તેમણે સેવા બજાવેલી હોવાથી પ્રજા તેમને માટે પ્રાણ આપવા તૈયાર થઇ હતી. મહમદઅલી અને શૌકતઅલી મુસલમાન છે પરંતુ અમારા બંધુઓ છે. તેમણે હિંદની સેવાનું બીડું ઝડપ્યું છે તો તેમને નહિ છોડો ત્યાં સુધી અમને શાંતિ, સંતોષ, સુખ છેજ નહિ. મીસીસ બીસાન્ટ અને તેમના સાથીઓ કરતાં આ ભાઇઓની હકીકત જુદીજ છે એમ કહેવામાં આવે છે તો આપણે પુછીશું કે તેના શું પુરાવા છે? આપણે કહીશું કે જો તેવા પુરાવા તમારી પાસે હોય તો એ ભાઇઓની કાયદાપૂર્વક તપાસ શા માટે નથી ચલાવતા? તમારી પાસે તેમના સંબંધમાં એવા જે પુરાવાઓ હોય તે રજુ કરો અને જો અમને સંતોષ ઉપજશે તો અમે કાંઇજ બોલીશું નહિ પરંતુ સરકારની એ વાત ગલત છે. મહમદઅલી અને શૌકતઅલી સરકારના દુશ્મન હોઇ શકેજ નહિ. તેમને માટે માત્ર હિંદમાંના સાત કરોડ મુસલમાનોજ નહિ પણ બીજાં છવીશ કરોડ મનુષ્યો ખાત્રી આપવા તૈયાર છે. તે ભાઇઓ દુશ્મન નથી પણ સ્વરાજ્ય માટે બાહોશીભરેલી લડત ચલાવનારા છે. જો તેઓ વફાદાર નહિ હોત તો મોસ્લીમ લીગના પ્રમુખ તરીકે ચુંટાત નહિ. કોન્ગ્રેસ-લીગની યોજના સ્વીકારવા મોસ્લીમ લીગે વિનતી કરી છે. સમગ્ર પ્રજા તરફથી તેજ માગણી થાય છે માટે તેમાં જુસ્સો જોવામાં આવે છે. જ્યારે એ યોજનાના સંબંધમાં આપણને ગરજ હતી ત્યારે આપણે મોસ્લીમ લીગ પાસે ગયા હતા પરંતુ આજે તેનો પ્રમુખ કેદમાં છે ત્યારે તમે તે માટે શું કરો છો? મોસ્લીમ લીગને આપણે ખાત્રી આપીશું કે, તેમનું દુઃખ તે આપણું દુઃખ છે અને તે આપણે સાંખીશું નહિ. આપણે ફરીથી કહીશું કે, ભાઇ મહમદઅલી અને શૌકતઅલી ગુન્હેગાર હોય તો તેમની કાયદેસર તપાસ ચલાવવી જોઇએ અને નહિ તો તેમને છોડી મુકવા જોઇએ. એમને છુટા કરવામાં નહિ આવે ત્યાં સુધી અમારી હરકોઇ બાબત હિંદી પ્રધાન મી. મોન્ટેગ્યુ પાસે બરાબર રજુ થઇ શકશે નહિ અને ત્યાં

સુધી અમારા વચ્ચે શાંતિ રહેશે નહિ. હિંદી પ્રજા અત્યારે મોટી કસોટીમાંથી પસાર થાય છે. આપણે જ્યારે કાંઇ પણ માગણી કરીએ ત્યારે ઇશ્વર આશીર્વાદ રૂપે તે વસ્તુઓ ઉતારતો નથી. પૂરી કસોટીમાંથી પસાર થાઓ ત્યારેજ તે માગણી ફળે છે. હું એટલુંજ કહીશ કે મળેલી તક લેઇ લો. સત્ય અને આત્મબળ દેખાડી આપો તોજ તેનો સ્વીકાર થાય. સ્વરાજ્ય માટે આપણે લાયક છીએ એમ આપણે પહેલાંથી કહેતા હતા. આપણે સર્વ એક છીએ એમ પુરવાર કરી આપવાને આપણને પ્રાણ પાથરવા પડયા હતા અને હાલમાં તમે સર્વે એક છો કે નહિ તે દેખાડવાની ઉત્તમ તક છે. મુસલમાન ભાઇઓ માટે ગમે તે દુઃખ સહન કરવા જો તૈયાર થશો તો આપણે સર્વ એક છીએ એમ હજારો વર્ષ માટે પુરવાર કરી શકીશું અને કદી વિખુટા પડીશું નહિ. એથી આપણી પ્રેમગાંઠ એવી મજબુત થશે કે, અમલદારો ગમે તેટલા હુમલા કરે પણ તે તુટશે નહિ. જો એ કસોટીમાંથી પસાર થવું હોય તો મીસીસ બીસાન્ટ વગેરેને માટે જેમ તૈયાર થયા હતા તેમજ મહમદઅલી અને શૌકતઅલીના માટે દુઃખ સહન કરવા તૈયાર થઇ માગણી કરવી જોઇએ. સરકાર જો આપણી માગણી સ્વીકારી તેમની તપાસ ચલાવશે તો જરૂર તેઓ પોતાની નિર્દોષતા પુરવાર કરશે માટે હું એટલુંજ કહીશ કે એ ભાઇઓના છુટકારા માટે બનતું કરવાનો સંકલ્પ લો અને તે પાર પડતાં સુધી સુખશાંતિ પામશો નહિ.

બાદ મત લેતાં સભાએ તાળીઓના અવાજથી તે ઠરાવને વધાવી લીધો હતો.

---

રા. ત્રીકમલાલ આર. દેસાઈએ તે પછી નીચે પ્રમાણે ઠરાવ રજુ કર્યો.

**"ફોજદારી ન્યાયના ખાતાને કારોબારી ખાતાથી તદન જુદું રાખવાની જે માગણી સમસ્ત હિંદમાં ઘણાં વર્ષો થયા કરવામાં આવેલી છે તેનો સ્વીકાર હજી સુધી નથી થયો તેને સારૂ આ પરિષદ્ અતિશય દિલગીરી જાહેર કરે છે અને નામદાર હિંદી સરકારને આગ્રહ કરે છે કે પ્રજાની ઉપરની માગણી તરત સ્વીકારી પ્રજાને ન્યાય આપે."**

એ ઠરાવના ટેકામાં વિવેચન કરતાં રા. ત્રીકમલાલ રણછોડલાલ દેસાઇએ જણાવ્યું કે. છેલ્લા વીશ વર્ષ થયાં જે અનુભવ મળ્યો છે તે ઉપરથી જોયું છે કે વૃદ્ધ ડોકટર દાદાભાઇથી માંડીને મી. તીલક અને મી. ગાંધીસુધી સર્વેએ અનેક બાબતમાં સરકારની ભુલો સાબીત કરી આપી છે. આ બાબતમાં પણ વખત જતાં સરકારને પોતાની ભુલ છે એવી ખાત્રી થશે જ. લોર્ડ કોર્નવાલીસે જાહેર કર્યું હતું કે, ફરીઆદ કરનાર શખ્સ ન્યાય આપનાર કે તપાસ ચલાવનાર હોઈ શકે નહિ એવી ગોઠવણ ઇંગ્લન્ડની માફક હિંદમાં પણ થવી જોઇએ છે. ન્યાયખાતું અને કારોબારી ખાતું એક હોય તેથી અનેક મુશ્કેલીઓ નડે છે એ વાત સરકારે સને ૧૮૮૨ માં કબુલ કરી હતી. આ બાબતમાં મહુંમ મી. મનમોહન ઘોશે ઇંગ્લન્ડ જઈ ઘણી હીલચાલી કરી હતી ત્યારે સને ૧૮૯૩ માં લોર્ડ કીમ્બરલીએ જણાવ્યું હતું કે એ બાબતમાં કાંઇ કરવું જોઇએ પરંતુ જે સ્થિતિ ચાલતી હતી તેના બચાવમાં તેમણે એવું કહ્યું હતું કે, હિંદની સ્થિતિ એટલી ગરીબ છે કે ન્યાયખાતું અને કારોબારી ખાતું જુદું હોય તો તેને બોજારૂપ થઇ પડે. આથી હિંદને જોર આવ્યું અને સર રોમેશચંદ્ર દત્તે તે

માટે હીલચાલ કરી ન્યાય અને કારોબારી ખાતું જુદું પાડવાથી ત્રણ લાખ રૂપીઆનો વધુ ખર્ચ થાય તેમ છે. તેટલા ખર્ચને ખાતર આપણને એમ કહેવામાં આવે છે કે, બધાં અસહ્ય દુઃખ સહન કરો. આપણી માગણી માત્ર એટલી છે કે, દીવાની મુકર્દમાઓ માફક ફોજદારી મુકર્દમાઓનો પણ શુદ્ધ અને સ્વતંત્ર માણસ મારફતે નિકાલ થવો જોઇએ. આપખુદ અવલ કારકુનો અને મામલતદારો એમ સમજે છે કે તેમને કોઇ પુછનાર નથી. તેઓ ગમે તેમ જુલમ કરે છે. ગુજરાતની પ્રજાએ આ બાબતમાં સત્યાગ્રહ અથવા બીજો માર્ગ હાથ ધરીને કાંઇ પગલું ભરવાની જરૂર ઉપર સરકારનું ધ્યાન ખેંચવું જોઇએજ.

રા. **હરિલાલ નાથાભાઈ પારેખે** એ ઠરાવને વધુ ટેકો આપતાં જણાવ્યું કે, એટલું તો નિર્વિવાદ છે કે, દીવાની જેવો ન્યાય ફોજદારી કોર્ટથી નથી મળતો ત્યારે સવાલ એ થાય છે કે, ફોજદારી ન્યાય એવો ચોખ્ખો શા માટે નથી મળતો ? એનું કારણ એટલુંજ છે કે, કારોબારીઓનેજ ન્યાય આપવાની સત્તા છે. ન્યાય અને કારોબારી ખાતાં છુટાં પાડવામાં આવે તો દીવાની જેવોજ ચોખ્ખો ન્યાય મળી શકે. એવા પણ દાખલા બન્યા છે કે ત્રણ ત્રણ માસ સુધી આરોપીઓ કાચી જેલમાં વિના કારણ સડયાં કરે. આરોપીઓને કેટલીક વખત તેના વકીલ સાથે પણ વાતચીત કરવાની રજા મળતી નથી અને ફરીયાદીના સાક્ષીની ઉલટ તપાસ પણ કરવા દેવામાં આવતી નથી. એમ કહેવામાં આવે છે કે કારોબારી ખાતાને માથે કામનો ઘણો બોજો છે તો ન્યાયનું કામ બજાવવાની સત્તા બીજાઓને હસ્તક શા માટે સોંપવામાં નથી આવતી ? થોડાજ વખત ઉપર આણંદ ખાતે અમલદારની જો હુકુમીનો દાખલો બન્યો છે, મામલતદારે રાજીનામું લેવાની તેને સત્તા હોવા છતાં એવો જવાબ આપ્યો છે કે, વોર લોનમાં નાણાં ભરવામાં આવે તોજ રાજીનામું સ્વીકારવામાં આવે. એ મુકદમો તપાસ માટે બીજી કોર્ટમાં મોકલવાની અરજ કરવામાં આવી ત્યારે એજ મામલતદારે વકીલને પણ કોર્ટની બહાર કહડાવ્યો હતો. ખર્ચનો બોજો વધે એ તો માત્ર એક બ્હાનુંજ છે. ફોજદારી મુકદમા જે પોલીસ મેજીસ્ટ્રેટો પાસે તપાસ માટે મોકલવામાં આવે તેમાં મેજીસ્ટ્રેટો એમજ સમજે છે કે, જો સજા નહિ કરીએ તો પગાર વધશે નહિ. વળી એ મેજીસ્ટ્રેટો પોતાને ફાવે તે જગાએ મુકદમાની તપાસ ચલાવે છે. તેઓ મુસાફરીમાં હોય ત્યારે પક્ષકારોને દોડાદોડ કરવી પડે છે. બહાર ગામ જઇએ ત્યારે અમે વકીલો રોજની ફી લઇએ એટલે અમારાં તો ખીસાં ભરાય છે પણ એક દિવસ કામ ચાલે તે માટે પક્ષકારોને વકીલોની ચાર ચાર દિવસની ફી આપવી પડે છે. લોકોની એવી હાડમારી દૂર કરવા માટે ન્યાય અને કારોબારી ખાતાંની સત્તા જુદા જુદા આસામીઓને હસ્તક મુકાવી જોઇએ.

બાદ મત લેતાં ઉપલો ઠરાવ સર્વાનુમતે સભાએ પસાર કર્યો હતો.

---

રા. **હરસિદ્ધભાઈ વજુભાઇએ** નીચલો ઠરાવ રજુ કર્યો હતો.

“આ પરિષદ થોડા માસ પહેલાં બહાર પડેલા પબ્લીક સરવીસ કમિશનના રીપોર્ટને હિન્દીઓના હકોના દૃષ્ટિ બિંદુથી કેવળ અસંતોષકારક તથા નિરાશાજનક માને છે તથા કમીશને પોતાના રીપોર્ટમાં ભલામણ કરી છે કે હિંદના રાજ્યતંત્રનું ‘ બ્રિટીશપણું ’ જાળવી રાખવા માટે હિંદી સનંદી નોકરીમાં તથા

પોલીશ ખાતામાં 'અંગ્રેજો'નું પ્રધાનપણું હોવું જોઇએ તે સામે આ પરિષદ પોતાનો સખત પોકાર ઉઠાવે છે અને તેમાં સને ૧૮૩૩ ના વર્ષથી બહાર પાડવામાં આવેલા ખરીતા તથા સને ૧૮૫૮ ના ઢંઢેરાનો અક્ષન્તવ્ય ભંગ થયેલો જુએ છે તથા સનંદી નોકરીની પરીક્ષા લંડનમાં તેમજ હિંદમાં એકી સાથે લેવાવી જોઇએ એવો સાગ્રહ અભિપ્રાય દર્શાવે છે."

એ ઠરાવના સમર્થનમાં વિવેચન કરતાં રા. **હરસિદ્ધભાઇએ** જણાવ્યું કે, પબ્લીક સર્વીસના સંબંધમાં તપાસ કરવા માટે નીમાયેલાં બાદશાહી કમીશનનો રીપોર્ટ હમણાંજ બહાર પડેલો છે. એ કમીશનના સભાસદોમાં સ્વર્ગસ્થ મી. ગોખલે પણ નીમાયા હતા પણ દુર્ભાગ્યે કમીશન રીપોર્ટ કરે તે પહેલા તેઓ મરણ પામ્યા હતા. બીજા એક મોહોમેડન ગૃહસ્થ નામદાર જજ મી. અબદુર રહીમ પણ એ કમીશનમાં હતા. કમીશને કરેલા રીપોર્ટ ઉપર સહી કરવાની નામદાર જજ મી. અબદુર રહીમે ના પાડી છે. રીપોર્ટમાં એક એવો સિદ્ધાંત સ્વીકારવામાં આવ્યો છે કે, રાજ્ય અમલ માટે યુરોપીઅનોની જરૂર છે. એ સિદ્ધાંત આપણે સ્વીકારી શકીએ નહિ. ખરી રીતે સનંદી નોકરી, નથી હિંદી નોકરી કે નથી યુરોપીઅન નોકરી. એ તો એક પ્રકારની શેઠાઇ છે. આપણે તેને ખરી રીતે હિંદી નોકરી થએલી જોવા માગીએ છીએ. એ માટેની પરીક્ષા હિંદુસ્તાન અને ઇંગ્લાંડ એમ બેઉ ઠેકાણે લેવાવી જોઇએ એવી માગણી કરતાં કરતાં આપણો ધાંટો પણ બેસી ગયો છે, ત્રીશ વર્ષ થયાં આપણે એ માગણી હરહમેશ કર્યાં કરી છે. વાસ્તવિક રીતે તો તે પરીક્ષા ફક્ત હિંદમાંજ લેવાવી જોઇએ. યુરોપીઅનોને જો કમાવું હોય તો તેઓ પરીક્ષા આપવા હિંદુસ્થાન શા માટે નહિ આવે ? તેમ છતાં તેવી ગોઠવણ થઇ શકતી નહિ હોય તો હિંદુસ્થાન અને ઇંગ્લન્ડ એમ બે ઠેકાણે એ પરીક્ષા જરૂર લેવાવી જોઇએ. પરંતુ હમણાં કમીશને જે રીપોર્ટ કર્યો છે તેમાં તો તે પરીક્ષા ફક્ત ઇંગ્લન્ડમાં અને તે પણ સરકારે નીમેલી કમિટી પસંદ કરે તેટલાજ વિદ્યાર્થીઓની પરીક્ષા લેવાતી જોઇએ, એમ ઠરાવવાની ભલામણ કરવામાં આવી છે. એમ કરવાની તરફેણમાં જે જે કારણો દર્શાવવામાં આવ્યાં તે બધાં માત્ર સ્વાર્થી બ્હાનાં છે. તેમને ભય છે કે હિંદીઓ તેમના કરતાં ચડી જાય અને કઠણમાં કઠણ કસોટીમાં પણ ખુશીથી પસાર થાય. વળી કેળવણી ખાતામાં પ્રોફેસરો પણ યુરોપીઅનોજ હોવાની શી જરૂર છે? આપણા દેશના ઇતિહાસનું શિક્ષણ હિંદી પ્રોફેસરો જેવું યુરોપિયન પ્રોફેસરો નહિજ આપી શકે. દરેક તક આપણને રંગના ભેદ વગર મળવી જોઇએ છે. મર્હુમ મહારાણી વીકટોરીઆના ઢંઢેરામાં સાફ જણાવવામાં આવ્યું છે કે, ચામડીના રંગના ભેદ વગર હિંદીઓને નોકરી મળશે જ. સનંદી નોકરીને લગતી પરીક્ષા હિંદુસ્થાન અને ઇંગ્લન્ડ એમ બેઉ ઠેકાણે લેવાનો ઠરાવ સને ૧૮૯૩ માં સ્વર્ગસ્થ ડોકટર દાદાભાઇના પ્રયાસથી આમની સભામાં પસાર થયો હતો. તેમ છતાં પણ તેવી ગોઠવણ નહિ કરવી તે અન્યાય રૂપ છે.

રા. **મનસુખલાલ આત્મારામ માસ્તરે** એ ઠરાવને વધુ ટેકો આપતાં જણાવ્યું કે, દુનિયામાં કોઇ એવો દેશ નથી કે, પ્રજાને દેશની જાહેર નોકરીમાં દાખલ થવાની છુટ નહિ હોય. માત્ર હિંદુસ્થાનની પ્રજાનેજ દેશની ઉંચી નોકરીમાં જોડાવાનો હક નથી એ કમનસીબની વાત છે. હિંદમાં એક બાળક જન્મે ત્યારથીજ તેને ગવર્નર લેફ્ટેનન્ટ ગવર્નર કે પોલીસ કમીશનર થવાની પણ ઉમેદ રાખવાની તો છેજ નહિ. સ્વર્ગસ્થ મહારાણી વીકટોરીઆના

ઢંઢેરામાં એવું વચન આપવામાં આવ્યું હતું કે, નોકરી માટે વર્ણભેદ ગણીશું નહિ. એવાં વચનો અને આશાઓ તો આપણને ઘણાં મળ્યાં છતાં હિંદુસ્થાનનાં સંતાનો હજૂ જ્યાં અને ત્યાંજ રહ્યાં છે. એવાં આશ્વાસનો ઉપર આપણે ક્યાં સુધી વિશ્વાસ રાખી રહેવું ? જે જે કમીશનો નીમાયાં તેમણે સ્વર્ગસ્થ મહારાણી શ્રી વીક્ટોરીઆના ઢંઢેરાને કાગળના ટુકડા સમાન ગણી અંગ્રેજોનું પ્રધાનપણું સનંદી નોકરીમાં હોવું જ જોઇએ એવો મત આપ્યો છે. જો એ નોકરી માટે બ્રિટીશપણાના લાક્ષણિક ગુણોની જરૂર હોય તો હિંદનાં અનેક સંતાનો તેવા ગુણ ધરાવે છે. હિંદીઓ કાર્ય કુશળતા અને સચ્ચાઇ સારી રીતે દેખાડી આપી શકે છે. પણ સર હફ ગ્રેએ અંગ્રેજોના લાક્ષણિક ગુણનો એવો અર્થ કર્યો છે કે, બ્રિટીશોએ આ દેશમાં પોતાની જે દોલત રોકેલી છે તેનાં રક્ષણ માટે ગોરી ચામડીનાં મનુષ્યોનોજ અમલ હોવો જોઇએ. તેમ હોય તો હું પુછીશ કે શું હિંદનાં તેત્રીશ કરોડ મનુષ્યે આ દેશમાં પોતાની દોલત નથી રોકી ? હું એમ પુછું છું કે, હિંદુ હો કે મુસલમાન હો, પણ જે પ્રજાનું હૃદય સમજતો હોય અને પ્રજાના હિતની લાગણી ધરાવતો હોય તેના કરતાં એક અંગ્રેજ અમલદાર વધુ કામ કરી શકશે અથવા તો આપણું હિત ઓછું જાળવશે ? આપણે આપણા ભાઇઓનુંજ રાજતંત્ર ચાહીશું અને તેમની જે ભુલો થશે તે ખુશીથી સહીશું. આપણે એવીજ આશા રાખીશું કે સનંદી નોકરીમાં વધુ અને વધુ હિંદીઓ દાખલ થાય અને તેઓ રાજ્યતંત્ર ચલાવે.

બાદ મત લેતાં ઉપલો ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

રા. **અમૃતલાલ વિ. ઠક્કરે** એ પછી નીચલો ઠરાવ રજુ કર્યો:—

**"ગામ પંચાયતો સ્વરાજ્યની આખી ઈમારતના દ્રઢ અને સંગીન પાયારૂપ બને તે હેતુથી તેનો પુનરોદ્ધાર કરવો જોઇએ અને તે માટે ગામ તરફથી બધા ચુંટાયલા "પ્રતિનીધીઓ"ની પંચાયત સ્થાપવાનો કાયદો કરવાની તેમજ તેવી નિમાયેલી પંચાયતોને અમુક રકમ સુધીની દીવાની અને અમુક રકમ સુધીની ફોજદારી સત્તા આપવાની આ પરિષદ્ સરકારને ભલામણ કરે છે."**

રા. અમૃતલાલ ઠક્કરે ઉપલા ઠરાવના ટેકામાં વિવેચન કરતાં જણાવ્યું કે, આ દેશ ગામડાંઓનો બનેલો છે. ગામડાંઓ હજારો છે અને શહેરો થોડાં છે. દેશની પ્રજાનો મોટો ભાગ મહેલોમાં નહિ પણ ઝુંપડાંઓમાં વસે છે. ગામડાંઓને પણ તેટલા માટે સ્વરાજ્ય મળવું જોઇએ અને તે ગામ પંચાયતો દ્વારાએજ મળી શકે તેમ છે. ગામ પંચાયતો એ કોઇ પ્રકારે વિદેશી ચીજ નથી. એવી પંચાયતો પહેલાં પણ હસ્તી ભોગવતી હતી પણ હાલમાં તે દબાઇ ગઇ છે એમ કહી શકાય. હવે એ ગામ પંચાયતોને નવું જીવન આપવાની જરૂર છે અને તેમ થઇ શકે તેમ છે. ગામડાંના લોકો એવી ફરીયાદ કરે છે કે, શહેરીઓ અમારી દાદ લેતા નથી. તેઓ વળી એમ પુછે છે કે, અમને પણ સ્વરાજ્ય મળશે કે ? મને લાગે છે કે જો ગામ પંચાયતો નહિ સ્થપાય તો તેઓ સ્વરાજ્યથી બેનશીબ રહેશે. ગામડાંઓમાં કુલે ૯૦ ટકા જેટલી વસ્તી છે અને શહેરોમાં કુલે ૧૦ ટકા જેટલી વસ્તી છે. દશ ટકાની માગણીથી નહિ પણ ૯૦ ટકા જેટલી વસ્તીની માગણીથી જ સ્વરાજ્ય મળી શકશે.

તે પછી રા. **હરિભાઈ ઝવેરભાઈ અમીને** જણાવ્યું કે, પહેલાં આપણા દેશમાં ગામ

પંચાયતો હતી અને ત્યાં વગર ખર્ચે ન્યાય મળતો હતો. એ પંચાયતો કહાડી નાખવાથી ન્યાય મોંઘો મળે છે. એ પંચાયતો પાછી હસ્તીમાં આવે તો ધક્કા મૂકી ખાધા વગર થોડા ખર્ચે ન્યાય મળવા પામે. આ બાબતમાં નામદાર ગવર્નરની ધારાસભામાં થોડા વખતમાં એક બીલ રજુ થનાર છે તેના સંબંધમાં એક પ્રશ્નાવલી તૈયાર કરવામાં આવી છે. તે થોડા વખતમાં તમને રા. અમૃતલાલ વિ. ઠક્કર તરફથી મોકલવામાં આવશે તો તેના જવાબમાં તમે તમારા મત તેમને લખી મોકલજો જેથી તે નામદાર સરકાર પાસે રજુ કરી શકાશે. મને આશા છે કે જવાબ વગર વિલંબે લખી મોકલી તે હીલચાલ ઉપાડી લેનારાના પગ તમે મજબુત બનાવશો. જો આપણે ગામડાંઓની વ્યવસ્થા કરી શકીશું તોજ શહેર, પ્રાંત અને ઇલાકાનો કારોબાર ચલાવી શકીશું અર્થાત એ હોમરૂલનું પ્રથમ પગથીયું છે. ગામ પછી શહેર, શહેર પછી પ્રાંત અને તે પછી દેશનું હોમરૂલ આપણે સંપાદન કરી શકીશું.

અત્રે બીજા દીવસનું કામકાજ પુરૂં થયું હતું અને વધુ કામકાજ ત્રીજા દિવસ ઉપર મુલતવી રાખવામાં આવ્યું હતું.

ત્રીજા દિવસે ચર્ચવા માટે વધુ ઠરાવો નક્કી કરવાને આજે પણ વિષયવિચારિણી કમિટીની સભા કોન્ફરન્સનું કામકાજ બંધ થયા પછી સાંજે ૭ વાગે મળી હતી.

---

# ત્રીજો દિવસ.

## તા. ૫-૧૧-૧૯૧૭, સોમવાર.

ત્રીજા દિવસનું કામકાજ આગલા બે દિવસના જેવાજ ભારે ઉત્સાહ વચ્ચે આજે બપોરે દોઢ વાગે આરંભવામાં આવ્યું. સભામાં હાજર થએલા સ્ત્રી પુરૂષોની સંખ્યા પ્રથમ બે દિવસના જેવીજ સારી હતી. કામકાજ વખતસર શરૂ કરવામાં આવ્યું હતું.

આજે કામ ઘણું કરવાનું હોવાથી પ્રમુખશ્રીએ શરૂઆતમાંજ જણાવ્યું કે દરેક વકતાએ માત્ર ત્રણ મિનીટમાં પોતાના વિચાર દર્શાવવા. તેમણે સર્વ વક્તાઓ પાસે એ નિયમો પળાવ્યા હતા, આથી ભાષણો ટુંકાં થયાં હતાં તેમ છતાં વખતસર આપેલી ચેતવણી અને તે ચેતવણીનો મહાત્મા ગાંધીજી અમલ કર્યા વિના રહેશે નહિ એવી ખાત્રી ભરેલી બીતિ દરેક વક્તાના મનમાં વસવાથી વક્તાઓએ પોતાનાં ભાષણો ટુંકાવવાનો સારો પ્રયાસ કર્યો હતો. ખુબી એ હતી કે તે રીતે ભાષણો ટુંકાં થવા છતાં જેવાં અને તેવાં બલ્કે અધિક જુસાદાર અને રસભર્યાં નીવડયા હતાં.

---

રા. **જીવરાજ ગોકળદાસ નેનશી**એ નીચલો ઠરાવ રજુ કર્યો:—

**"રેલ્વેમાં ત્રીજા વર્ગમાં મુસાફરી કરતાં લોકોને ભોગવવી પડતી હાડમારી અને વેપારીઓને વખતસર માલ ભરાવવાની વેગનો પુરી પાડવામાં ન આવતી હોવાથી થતી ઢીલને લીધે ભોગવવી પડતી અડચણો દૂર કરવા રેલ્વે સતા-**

વાળાઓને ઘટતી સૂચના કરવા આ પરિષદ્ સરકારને ભલામણ કરે છે અને રેલ્વેના ઉતારૂઓના અજ્ઞાન તથા બેદરકારીને લીધે થતી હાડમારીઓ દૂર થાય તેવી કેળવણી તેઓને મળવા ખાતર આ પરિષદ્ શિક્ષિત અને આગેવાન વર્ગને સૂચના કરે છે કે સ્વયંસેવકો દ્વારા અથવા બીજી રીતે ઉતારૂ લોકોનું અજ્ઞાન દૂર થાય તેવી હીલચાલ કરે."

રા. જીવરાજ નેનશીએ એ ઠરાવના સમર્થનમાં વિવેચન કરતાં રેલ્વે ઉતારૂઓની હાડમારીનું તાદશ્ય ચિત્ર રજુ કરનારી છબી દેખાડીને જણાવ્યું કે, રેલ્વેમાં મુસાફરી કરનારા ઉતારૂઓને તેમજ વેપારીઓને ભારે હાડમારી ભોગવવી પડે છે. જે ડબામાં આઠ ઘોડા કે દશ ટટ્ટુ બેસાડવાનાં હોય તેમાં ઓગણત્રીશ ઉતારૂઓને બેસાડવામાં આવે છે. આ છબી તરફ નજર ફેંકતાજ તમને ઉતારૂઓનાં સંકટો કેવાં હશે તેનો સારો ખ્યાલ આવી શકશે જ. એજ રીતે વેપારીઓને પણ ઘણી મુશ્કેલીઓ અને નુકશાન વેઠવા પડે છે. એવી સ્થિતિ જો આપણે ચલાવી લેઇએ તો એમ સમજાય કે આપણે કાંઇ કામ કરવાને લાયક નથી. જ્યાં સુધી દેશના મોટા માણસો ત્રીજા વર્ગમાં મુસાફરી કરી તેની હાડમારીનો અનુભવ લે નહિ ત્યાં સુધી આપણને આવા ઠરાવો કરવા પડશે.

રા. **કેશવલાલ મોતીલાલ પરિખે** એ ઠરાવને વધુ ટેકો આપતાં જણાવ્યું કે, દેશમાં રેલ્વે થવાથી જવા આવવાનું સાધન થયું એ વાત સત્ય છે. પરંતુ માલની લાવ લઇ જાવ કરવામાં જે હાડમારી ભોગવવી પડે છે તે માટે તાકીદે ઉપાય લેવાવાની જરૂર છે. વેપારીઓ તરફથી જે કાંઇ અરજીઓ અને તાર કરવામાં આવે તેના અધિકારીઓ તરફથી સંતોષકારક જવાબ મળતા નથી અને તે સર્વે કચરાની ટોપલીઓમાં જાય છે. તે માટે તાકીદે ઉપાય લેવાવાની જરૂર છે. એ માટે આપણે હિંદી સરકારને રેલ્વેનો કાબુ પોતાને હસ્તક લેવાની અરજ કરવી જોઇએ. હું કમીશનથી લાકડાં પૂરાં પાડવાનો વેપાર કરૂં છું તેથી મને વેપારીઓને કેવી હાડમારી વેઠવી પડે છે તેનો અનુભવ છે. અમને દિવસો સુધી માલ ભરવાને ગાડાં મળ્યાં નહોતાં ત્યારે તે માટે વડા અધિકારીઓને તાર કરવામાં આવ્યા તે પણ નકામા ગયા હતા. આવી હાડમારી દૂર કરવાને જો હવે તાકીદે હીલચાલ નહિ કરવામાં આવે તો વધારે ખરાબ સ્થિતિ થશે, વેપારીઓ પોતાની આવી ફરિયાદો રજુ કરવાને ડેપ્યુટેશન લેઇને જાય છતાં સલુનમાં મુસાફરી કરનારા અમલદારો કાચની બારી આડે રાખીને તે સાંભળતા પણ નથી.

બાદ એ ઠરાવ ઉપર મત લેવા તે સભાએ પસાર કર્યો હતો.

---

રા. **મગનભાઈ ચતુરભાઈ પટેલ** બેરીસ્ટરે નીચલો ઠરાવ રજુ કર્યોઃ—

**ગુજરાતમાં સરકારી જમીન ખેડુતોને જે નવી સત્તા પ્રકાર પ્રમાણે આપવામાં આવે છે તેથી ખેડુતોને જુની સત્તા પ્રમાણે મળતા કોઈપણ હક ન મળવાથી તેઓ ખેતીમાં સુધારો કરતા નથી અને નાશીપાસ થયેલા જોવામાં આવે છે તેમજ તે જુના હકોની રૈયતને ખાસ જરૂર છે માટે આ પરિષદ**

સરકારને ખાસ ભલામણ કરે છે કે નવી સત્તાનો કાયદો એટલે કે જમીન મહેસુલના કાયદાનો સને ૧૯૦૧નો સુધારો રદ કરવો જોઇએ."

એ ઠરાવના સમર્થનમાં વિવેચન કરતાં રા. મગનભાઇ ચતુરભાઇ પટેલે જણાવ્યું કે, હિંદુસ્થાનની એંશી ટકા જેટલી વસ્તીના જીવન મરણનો આધાર ખેતી ઉપર છે, ગઇ કાલે મોટા ઠરાવો પસાર થયા છે અને તે મોટા માણસો માટેના હતા. ખેડુતોના હકનો સવાલ ઘણો ગંભીર છે પરંતુ તે માટે વિચાર કરવાનો આપણને અવકાશ નથી અને આ ઠરાવ વિવેચન કરવા માટે માત્ર ત્રણ મિનિટનો લાયકનો ઠર્યો છે એટલુંજ નહિ પણ એમ કહેવામાં આવ્યું છે કે, એંશી ટકા કરતાં વધુ પ્રજાનાં જીવનના આધારરૂપ આ પ્રશ્ન માટે વિચાર કરવાને આ સભા લાયક નથી. ખેડુત ભાઇઓ જ્યાં સુધી અજ્ઞાન રહેશે ત્યાં સુધી કોઇ સ્થળે તેમને સ્થાન નહિ મળે એ દેખીતું છે. જો ખેડુતોના હકનું રક્ષણ થવાના સંબંધમાં અમને ફાયદો નહિ થતો હોય તો હું કહીશ કે અમને એવું સ્વરાજ્ય જોઇતું નથી. મને આટલું કહેવાની જરૂર એજ છે કે હું પોતે ખેડુત છું અને તેમની હાડમારી જોઇ મારૂં હૃદય દ્રવે છે. ખેડુતોની જે હાડમારી ચાલી રહી છે તેનું વર્ણન હું ત્રણ મીનીટ તો શું પણ પંદર મીનીટમાં પુરૂં કરી શકું તેમ નથી. આ સવાલ એવો ગંભીર છે કે સર ફીરોઝશાહ નામદાર ગવર્નરની ધારાસભામાંથી ઉઠી ચાલી ગયા હતા. એવો ગંભીર સવાલ માટે વિવેચન કરવાને માત્ર ત્રણ મીનીટ આપવામાં આવી છે એટલે હું માત્ર ઠરાવ રજુ કરીનેજ બેસી જાઉં છું.

રા. **ગોકળદાસ ચુનીલાલ સરૈયાએ** એ ઠરાવને ટેકો આપતાં જણાવ્યું કે, દુનિયામાં સર્વત્ર ભોળાં માણસોની દુર્દશા હોય છે એવી સ્થિતિ આપણા ખેડુતોની છે. આપણી જમીનો શાહુકારો લેઇ જાય છે એમ સમજાવી જમીન પોતાની નહિ એવું ખેડુતોની પાસે કબુલ કરાવી લેવામાં આવ્યું છે અને એવું ઠરાવવામાં આવ્યું કે માત્ર ધણી પોતેજ ખેડુત ગણાય. કાકો કે ભત્રીજો તેની જમીન ખેડી શકે નહિ અને ખેડુત પોતે જો જમીન નહિ ખેડે તો તે જમીન ખાલસા થાય એવું ઠરાવવામાં આવ્યું છે. આથી ઘણી વખત દશ દશ વર્ષથી જે જમીનની નીપજ સુધારવાને મહેનત કરી હોય તે આખરે વિના કારણ ખાલસા થઇ જાય છે. ખેડુતોને સારી હાલતમાં રાખવા હોય અને નીપજ સુધારવી હોય તો જમીન વારસામાં મળે તેવો કાયદો થવો જોઇએ.

તે પછી મત લેતાં એ ઠરાવ સભાએ પસાર કર્યો હતો.

પ્રમુખશ્રીએ તે પછી નીચલો ઠરાવ રજુ કર્યો અને સભાએ તે પસાર કર્યો હતો.

"વીરમગામના કસ્ટમના નામથી ઓળખાતી કાઠીઆવાડમાંથી બ્રિટીશ વિભાગોમાં આવતી કેટલીક ચીજો ઉપર લેવાતી જકાત કાઢી નાંખવાનો ઠરાવ નામદાર વાઇસરોયે જાહેર કર્યો છે તેને માટે આ પરિષદ્ તેઓ સાહેબનો ઉપકાર માને છે."

રા. **ગોકળદાસ દ્વારકાંદાસ તલાટીએ** તે પછી નીચલો ઠરાવ રજુ કર્યો:—

(અ) આબકારી એકટનો મહુડાં સંબંધી કાયદો ગયે વર્ષે ખેડા જીલ્લાને લાગુ પાડવામાં આવ્યો છે તેથી જે ગરીબ લોકો મહુડાંને પોતાના તેમજ ઢોરના ખોરાક તરીકે વાપરે છે તેમને ઘણું નુકસાન અને હાડમારી પહોંચે છે. તેથી

તે કાયદો સત્વર રદ કરવા આ પરિષદ્ નામદાર સરકારને વિનંતી કરે છે. (આ) પંચમહાલ જીલ્લામાં હાલ જંગલખાતા તરફથી જંગલ કાપવાના અપાતાં ઇજારામાં ખાસ કરીને મહુડાંના ફળાઉ ઝાડ નહીં કાપવા એવી બંધી નહી હોવાથી અને આ ક્રમ વર્ષ ચાલુ રહે તો ખેડા જીલ્લાના જેવી હાડમારી આ જીલ્લાની ગરીબ રૈયત ઉપર થવાનો સંભવ રહે છે માટે આ પરિષદ્ સરકારને વિનંતી કરે છે કે તે ઝાડ કપાતાં બંધ કરવાં."

રા. ગોકળદાસ દ્વારકાંદાસ તલાટીએ તે ઠરાવના સમર્થનમાં વિવેચન કરતાં જણાવ્યું કે, આ સવાલ આ જીલ્લા અને ગુજરાત પ્રાંતના ગરીબોને લગતો છે. મહુડાનાં ઉપયોગીપણાંની ઘણાઓને ખબર નહિ હશે. પરંતુ ગરીબ લોકો હોળીના વખતથી ખેતીના કામથી પરવારી જાય તે પછી તેમનો આધાર કેરી અને મહુડાં ઉપર હોય છે. મોંઘવારી એટલી વધી ગઇ છે કે હવે તેમના નશીબમાંથી ઘી દૂધ તો ગયાં છે પણ છાશ પણ તેમના નશીબમાં રહી નથી. છેવટમાં માત્ર મહુડાં બાકી રહ્યાં હતાં તે પણ હવે ગયાં છે. આમ થવાનું કારણ શું તેની તપાસ કરશો તો જણાશે કે "આબકારી રાજનીતિ" જ તેનું કારણ છે. સરકારી હુકમમાં એમ જણાવવામાં આવ્યું છે કે, મહુડાં ઘરમાં રાખવાથી તે બગડી જાય છે અને કામમાં આવતાં નથી અને ગેરકાયદેશીર દારૂનો ઉપયોગ થાય છે માટે એમ ઠરાવવામાં આવ્યું છે કે તા. ૧૫ મી જુલાઇ પછી મહુડાં ઘરમાં ભરી રાખવાં તે ગેરકાયદેશીર ગણાશે. ઓનરેબલ શેઠ ગોકળદાસ કહાનદાસ પારેખ અને ઓનરેબલ રા. વીઠલભાઇ ઝવેરભાઇ પટેલે નામદાર ગવર્નરની ધારાસભામાં એ હુકમ સામે ઘણી તકરાર કરી હતી અને જણાવ્યું હતું કે, મહુડાં ખોરાકની એક ઉપયોગી ચીજ છે તેમ છતાં ધારાસભામાં એ ઠરાવ પસાર કરવામાં આવ્યો છે. અને હવે આબકારી ખાતાનાં તેમજ પોલીસ ખાતાનાં માણસોના ધાડાં લોકોનાં ઘર તપાસે છે. ત્રણ ચાર માસ એ ઠરાવ પસાર થયાંને થયા છે તેટલામાં ખેડા જીલ્લામાં તેને લગતા હજાર બે હજાર મુકદમા મંડાયા છે અને જે દંડ કરવામાં આવે છે તે લોકોને ઘરનાં વાસણો વેચી ભરવો પડે છે, દારૂ જે જે ચીજોમાંથી બની શકતો હોય તે સર્વ ચીજોને માટે જો આવા હુકમો બહાર પાડવાની રાજનીતિ અખત્યાર કરવામાં આવે તો તેની કાંઇ હદ રહેશે નહિ. ધારો કે, કાલે કોઇએ એવી શોધ કરી કે ચોખામાંથી દારૂ બનાવી શકાય તો શું સરકાર ઘરમાં ચોખા રાખવાની પણ બંધી કરશે? કોઇ સરકાર દુનિયામાં ઝાડનાં ફળ ઉપર નજર નાખતી નથી અને આપણે પણ સરકારને એટલીજ વિનતી કરવાની છે કે, મહુડાં એ તો લોકો અને ઢોરોનું જીવન છે માટે તેમની હાય લેશો નહિ અને ગરીબોને આ કાયદો રદ કરીને બચાવો, ગુજરાતની હોમરૂલ લીગને આ માટે હીલચાલ કરવા આપણે અરજ કરીએ છીએ.

**રા. છોટાલાલ અનુપરામ વ્યાસે** એ ઠરાવને ટેકો આપતાં જણાવ્યું કે, આ બાબતમાં ગરીબોની સ્થિતિ "પડયા ઉપર પાટુ અને દાઝયા ઉપર ડામ" એ કહેણી જેવી થઇ છે. નામદાર ગવર્નરે કહ્યું છે કે, આ વિષે કાંઇ હીલચાલ કરવામાં આવી નથી. મામલતદારોએ લોકોને ભોળવીને એવું કહ્યું કે, તમારી હકીકત સરકારને પહોંચાડીશું. આથી લોકોએ તેમના ઉપર ભરોંસો રાખી કાંઇ વધુ હીલચાલ કરી નહિ તો પણ ડીસ્ટ્રીકટ એસોસીએશને અરજી કરી છે. કઠલાલ ખાતેથી અરજી ગઇ છે પણ એ અરજીઓ ઘટતા ઠેકાણે રજુ કર-

વામાં આવી નથી. આ મહુડાં ખોરાકની ચીજ છે એ વિષે કોઇને શક હોય તો અત્રે બ્હેન અનસુયા બ્હેન બેઠાં છે તેમણે એ મહુડાંનો કંસાર ખાધો છે. નામદાર ઝીણા સાહેબે અને નામદાર વીઠલભાઇ સાહેબે પણ દ્રાક્ષની માફક એનો સ્વાદ ચાખ્યો છે. એમને પૂછો કે તે વખતે તમને જરા પણ વાસ મારતો હતો ! ગરીબ લોકો ગોળ, ખાંડ શું છે તે સમજતા નથી. મહુડાં એજ તેમને તો ગોળ, ખાંડ અને મીઠાઇની ગરજ પૂરી પાડે છે. દુષ્કાળનો વખત હોય ત્યારે ગરીબ લોકો થોડા લોટમાં મહુડા પુષ્કળ નાખીને ગુજારો કરે છે. લેલી સાહેબે તે વિષે સારો રીપોર્ટ કર્યો હતો, છતાં આ વખત જે રીપોર્ટો થયા છે તે રાજ દબાણથી થયા છે અને તે ટકી શકશે નહિ. સરકાર જ્યારે કડક કાયદાઓ ઘડે છે ત્યારે એમ કહે છે કે, તેનો અમલ સખતાઇથી કરવામાં આવશે નહિ. પરંતુ પછીથી તેનો અમલ સખતમાં સખત થવા પામે છે. એક માણસે ઘરમાં કાયદેસર જેટલાં મહુડાં રાખી શકાય તેટલાં રાખ્યાં હતાં પરંતુ વરસાદ પડવાથી તે ભીંજાયાં એટલે તેનું વજન વધ્યું એટલા માટે તેનો દંડ થયો. આ સ્થિતિ બહુ દુઃખકર છે માટે આ ઠરાવ ઉપર સરકારે ધ્યાન આપવું જોઇએ.

તે પછી મત લેતાં એ ઠરાવ પસાર થયો હતો.

---

પ્રમુખ મહાત્મા ગાંધીજીએ તે પછી નીચલો ઠરાવ રજુ કર્યો અને સભાએ તે પસાર કર્યો હતોઃ—

**"હમેશના રિવાજ મુજબ જમીન મહેસુલ બે હપતે ખેડુતો પાસેથી ન લેતાં એકજ હપતે લેવામાં આવે છે તેથી ગરીબ ખેડુતોને ઘણીજ હાડમારી ભોગવવી પડે છે અને પોતાના ખાસ ગુજરાનનાં સાધન વેચીને મહેસુલ ભરવું પડે છે. તેથી બે હપતેથીજ જમીન મહેસુલના પૈસા વસુલ કરવા અને હપતા લેવાનો સમય પાકની સ્થિતિ જોઇને ઠરાવવા આ પરિષદ્ સરકારને વિનંતી કરે છે."**

રા. કલ્યાણજી વીઠલભાઇ મેતાએ તે પછી નીચે મુજબનો ઠરાવ રજુ કર્યોઃ—

**"ખેડુત વર્ગની પાસેથી તેમજ અનાજના દુકાનદાર પાસેથી અમલદાર વર્ગ જબરાઇથી વેઠ અને વારા કરાવે છે તે એમની ખેતીના તથા ધંધાના કામમાં ઘણી અડચણકર્તા હોવાથી તેમજ તેમની પ્રતિષ્ઠાને હીણપત લગાડનાર હોવાથી તે તદન બંધ કરવા આ પરિષદ્ સરકારને વિનંતી કરે છે."**

**રા. કલ્યાણજી વીઠલભાઈ મહેતાએ** એ ઠરાવના સમર્થનમાં બોલતાં જણાવ્યું કે, ખેડુતો તો બધી રીતે પરતંત્રજ છે. અમારાં પોતાનાં ઢોર, ગાડાંનો પણ અમે સ્વતંત્રાથી ઉપયોગ કરી શકતાં નથી. અમારાં ઘરનાં માણસ માંદાં હોય કે ઘાસ દાણો ખેતરમાં રખડતાં હોય અથવા ઘેર લગ્ન જેવો સારો અવસર હોય તોપણ સરકારી અમલદારો અમારાં ગાડાં લઇ જાય છે. તેઓ જોઇએ તે કરતાં ભાર પણ બમણો ભરે છે અને ચાર ચાર પોલીસ સીપાઇ પાછા ગાડામાં ચડી બેસે તે જુદા. ગમે તેવા કઢંગા રસ્તા હોય ત્યાં પણ તેઓ બંદુકના કુંદાઓ મારી મારીને બળદોને દોડાવે છે, કેટલાકો એમ કહે છે કે એમ ન કરે તો એમનો વહેવાર કેમ ચાલે ? પરંતુ હું તો કહીશ કે એમ કહેનાર અમલદારો નામરદજ ગણાય. જો અમારી પાસે એ ચીજો પ્રેમથી માગવા લેવામાં આવતી હોય તો

અમે તેમને માટે પ્રાણ પાથરીએ પણ અમે તેમને ગાડાં વગેરે આપવાને આનાકાની કરતાં હોઇશું તો તેનું કારણ દાળમાં કાંઇ કાળું હોવુંજ જોઇએ. આનાકાની કરવાનું કારણ એજ હોય કે ભારે ત્રાસ પડે છે, વાજબી પૈસા મળતા નથી અને અમારાં સ્વમાનનો ભંગ થાય છે. અમારે તેમાં પોટલાં ઉંચકવાનું કામ પણ કરવું પડે છે. કોન્ફરન્સમાં આવો એક ઠરાવ કરવાથી આ બાબતમાં કાંઇ વળે તેમ નથી પણ મહાત્મા ગાંધીજીની દરેક કામ પાર પાડવાની જે છાપ પડી છે તે પ્રમાણે એ વિષેની હીલચાલ ચાલુ રાખવાથી અને તેઓની સલાહ અને મદદથી કાંઇક થશે એવી આશા રહે છે. ઇશ્વરે મહાત્મા ગાંધીજીને ગીરમીટ અને વેઠની ગુલામગીરી દૂર કરવા માટેજ જન્મ આપ્યો છે અને તમો સર્વને વિનંતી એજ કરવાની કે આ સવાલનો નીકાલ લાવવા માટે તમારાં સર્વસ્વનો ભોગ આપજો અને નીડર રહી સ્વમાન જાળવજો.

**રા. પ્રજભાઇ વાઘજીભાઇ**એ તે ઠરાવને ટેકો આપતાં જણાવ્યું કે, દર્દીનું દુઃખ દર્દીજ જાણી શકે છે. હું ખેડુત હોવાથી ખેડુતોની મુશ્કેલીઓ શું છે તે સમજું છું. બ્રિટીશ રાજ્યમાંથી ગુલામીનો રીવાજ નિર્મૂળ થયો છે એ વાત હું એક ખેડુત તરીકે માની શકતો નથી. સરકારી અધિકારીઓનો માર ખાઇ અમારાં છોકરાંને ભુખ્યાં રાખીને અમે ખેડુતો તમારાં માટે મહેનત કરીએ છીએ છતાં તમે શું અમારાં દુઃખ જોઇ રહેશો ? ગીરમીટીઆ મજુરો તો લખત કરીને જાય પરંતુ અમારી પાસે તો વગર લખતે મજુરી કરાવવામાં આવે છે. અમારા બરડા ભાગી ગયા છે છતાં અમે મુંગા ઢોર નહિ પણ મુંગા માણુસોની કોઇ દાદ સાંભળતું નથી.

**રા. ભાઇલાલ જોરાભાઇ**એ જણાવ્યું કે, મને એમ લાગે છે કે તમને વેઠની બાબતમાં કાંઇક અસર થઇ છે. મહાત્મા ગાંધીજી પ્રત્યે હિંદુસ્તાનની પ્રજા શ્રી કૃષ્ણચંદ્ર સમજીને જોઇ રહ્યું છે. સરકાર એમ કહે છે કે તમને શિક્ષણ આપીએ છીએ માટે વેઠ કરાવીએ છીએ પણ હું એમ પુછું છું કે, આ વકીલ બેરીસ્ટર ભાઇઓ કાલેજોમાં શિક્ષણ લે છે તેમને કેમ વેઠે લેઇ જવામાં નથી આવતાં ? રેલ્વે તેના ગાડાં દેશમાં ચલાવે છે તો તેનાં માણુસોને કેમ વેઠે પકડવામાં નથી આવતાં ? કોઇ સાક્ષર વકીલ કે બેરીસ્ટર જનમ્યો તો એ શું અને ન જનમ્યો તો એ શું ? એથી દેશની સ્થિતિમાં મોટો ફેર પડી જવાનો નથી પણ ખેડુત વગર તો ચાલવાનું નથી જ એ વાત ખુબ યાદ રાખજો. જમીન મહેસુલનો સવાલ સરકારી અમલદારોને તો ગડબડાટ ભરેલો લાગ્યો પરંતુ આપણા નેતાઓને પણ તે ગડબડાટ ભરેલો લાગ્યો તો ખરેખર તે આપણા દુર્ભાગ્યની વાતજ ગણાય, પ્રભુ અમો ખેડુતોને તમારા ખોળામાં સોંપી ગયો છે અને જો એ ખેડુત વર્ગ વેઠની ગુલામીમાં સપડાયલો રહેશે તો તમને સ્વરાજ્ય નહિ જ મળે. અમારી વેઠ બંધ કરો, ખેડુત—કૃષીકાર ઋષિ જપ, તપ, દેહ દમન કરનાર છે; તે ટાઢ, તડકો વેઠનાર છે, ઋષિઓએ શ્રી રામચંદ્રજીને અરજ કરી હતી કે યજ્ઞનો ભંગ કરનારાઓને દૂર કરો તેમ અમારી અરજ પણ એટલીજ છે કે અમો કૃષીકાર ઋષિઓનાં દુઃખ દૂર કરો. મહાત્મા ગાંધીજી હિંદુસ્તાનમાં અઢી વર્ષના બાળક છે પણ શ્રી રામે નાનપણુમાંજ રાક્ષસોને દૂર કર્યા હતા તો તમે પણ અમને સતાવનારાઓથી અમને બચાવી કૃષીકાર ઋષિઓની આશીશ લો.

**મત લેતા એ ઠરાવ સભાએ પસાર કર્યો હતો.**

પ્રમુખશ્રીએ તે બાદ નીચે મુજબનો ઠરાવ રજુ કર્યો તે સભાએ પસાર કર્યો હતો.

"(અ) દરેક જીલ્લાના સબડીવીઝનલ ઓફીસરે ચોમાસામાં જીલ્લાના મથકમાં નહિ રહેતાં તેના વિભાગના મુખ્ય ગામમાં રહેવું જોઇએ એવો આ પરિષદ્‌નો અભિપ્રાય છે.

(આ) દાહોદના ડીસ્ટ્રીકટ ડેપ્યુટી કલેકટરની ઓફીસ થોડા વખતથી ચોમાસામાં ગોધરે રાખવામાં આવે છે. તેથી ઝાલોદ, લીમડી વિગેરેની પ્રજાને ઘણી હાડમારી ભોગવવી પડે છે અને જવા આવવાનું ખર્ચ પણ ઘણું થાય છે. સદરહુ ઓફીસ પ્રથમની માફક દાહોદમાંજ રાખવી."

પ્રમુખશ્રીએ એ પછી નીચલો ઠરાવ રજુ કર્યો તે પણ સભાએ પસાર કર્યો હતો.

"રાજદ્વારી કારણોને લીધે હિંદ સંરક્ષણ કાયદાની રૂએ જે હિંદી સ્ત્રી પુરુષોને નજરકેદ કરવામાં આવ્યાં હોય તેઓને છોડી દેવાની આ પરિષદ્‌ હિંદી સરકારને વિજ્ઞપ્તિ કરે છે અને પોતાની માન્યતા જાહેર કરે છે કે મોન્ટેગ્યુ સાહેબ હિંદમાં પધારે ત્યારે શાંતિ પ્રસરેલી જોવાની જે ઇચ્છા નામદાર વાઇસરોયે જાહેર કરી છે તે ઇચ્છા નજરકેદીઓને છોડવાથી વધારે સફળ થશે."

રા. **નૃસિંહદાસ ભગવાનદાસ વિભાકર** બેરીસ્ટરે એ પછી નીચલો ઠરાવ રજુ કર્યો:—

"(અ) જાહેર સભાઓમાં વિદ્યાર્થીઓને જવાના પ્રતિબંધના સરકારી ઠરાવમાં "જાહેર સભાઓ અને ખાસ કરીને હોમરૂલ લીગની સભાઓ અથવા જ્યાં હોમરૂલની ચર્ચા થતી હોય તેવી સભાઓમાં" તેવા ભાર મૂકીને ભેદ બતાવનારા શબ્દો હોમરૂલ લીગનો ખાસ અણગમો સૂચવનારા આ પરિષદ્‌ને લાગે છે અને તેથી આ પરિષદ્‌ એવા શબ્દો ઠરાવમાં વાપરવા વિષે મજબુત વાંધો જાહેર કરે છે.

(આ) વિદ્યાર્થીઓ રાજ્યશાસ્ત્ર તથા આપણા રાજદ્વારી પ્રશ્નોમાં રસ લઇ તેનો અભ્યાસ કરી શકે અને રાજદ્વારી નેતાઓની નજર નીચે સ્વયંસેવકો તરીકે તથા એ પ્રકારનો અન્ય સેવાધર્મ બજાવી શકે તેટલા માટે તેઓને રાજદ્વારી તેમજ બીજી કોઈપણ જાહેર સભામાં હાજરી આપવા છુટ મળવી અતિ આવશ્યક છે એ આ પરિષદ્‌ મજબુત રીતે માને છે અને તેથી મુંબઈ ઇલાકાની શાળાઓ તથા કૉલેજોના વિદ્યાર્થીઓને ખાસ કરીને હોમરૂલ લીગની સભાઓમાં તેમજ જ્યાં હોમરૂલની હિમાયત થતી હોય તેવી સભાઓમાં એટલુંજ નહિ પણ સર્વ જાહેર સભાઓમાં હાજરી આપવાની મના કરનારા મુંબઇ સરકારના તા. ૭ મી જુન ૧૯૧૭ના હુકમ સામે આ પરિષદ્‌ પોતાનો સખ્ત વાંધો જાહેર કરે છે અને માને છે કે આ હુકમ વિદ્યાર્થીઓના જીવનવિકાસમાં

પ્રતિબંધ કરનારો, વિદ્યાર્થીઓ તથા શિક્ષકોના સંબંધમાં કડવાશ ઉત્પન્ન કરનારો અને માબાપોના હક્ક ઉપર હુમલો કરનારો છે તેટલા માટે આ હુકમ તુરતજ પાછો ખેંચી લેવાને આ પરિષદ્ નામદાર સરકારને મજબુત ભલામણ કરે છે."

**રા. નૃસિંહદાસ ભગવાનદાસ વિભાકર** બેરીસ્ટરે એ ઠરાવના સમર્થનમાં વિવેચન કરતાં જણાવ્યું કે, એક તરફથી એમ કહેવામાં આવે છે કે, આપણે લાયક નથી અને જ્યાં સુધી ઠેકઠેકાણે કેળવાયલાઓ ચર્ચા નહિ કરે ત્યાં સુધી હોમરૂલ પણ નહિ મળે. બીજી તરફથી વિદ્યાર્થીઓ સામે તેવું શિક્ષણ મેળવવામાં પ્રતિબંધ કરી જીવનની આશાઓને ચીમળાવી કરમાવી નાખવામાં આવે છે. નિશાળોમાં જો દેશના મહાન પ્રશ્નોનું જ્ઞાન મળતું હોય, દેશનો ઇતિહાસ યથાર્થ રીતે શીખવાતો હોય અને લોકનાયકોનાં જીવન વૃત્તાંતો શીખવાતાં હોય તો ઘડીભર આપણે એમ માનીએ કે, વિદ્યાર્થીઓએ જાહેર સભાઓમાં હાજરી આપવાની જરૂર નથી; પરંતુ નિશાળોમાં તો તેમાંનું કાંઇજ શીખવાતું નથી. વિદ્યાર્થી અવસ્થામાં શાંત વાતાવરણ જાળવવાની જરૂર માનવી તે અકુદરતી છે એટલુંજ નહિ પણ બ્રિટીશ સરકારને માટે તે અઘટિત છે. ત્રીશ વર્ષથી હિંદી પ્રજાકીય કોંગ્રેસ મળે છે અને ત્રીશ વર્ષથી સ્વરાજ્ય સંબંધી ચર્ચા ચાલે છે પણ તે ત્રીશ વર્ષનો ઇતિહાસ જોતાં માલુમ પડે છે કે, શાળામાં કદી પણ તેમાંનું કાંઇજ વિદ્યાર્થીને જણાવવામાં આવતું નથી. જ્યાં જ્ઞાન મળતું હોય ત્યાં જતાં વિદ્યાર્થીઓને અટકાવવા તે કરતાં વધુ બોજો હોઇ શકે નહિ. વિદ્યાર્થી અને શિક્ષકો વચ્ચે પિતાપુત્ર જેવો સંબંધ હોવો જોઇએ; પરંતુ આ હુકમથી તેનો નાશ થશે અને તે સ્થિતિ આપણને પાછળ હઠાવનારી થઇ પડશે. જો કોઇ શિક્ષક "ગુરૂ" નામને પાત્ર હોય છતાં તે જો વિદ્યાર્થીની પાછળ ડીટેકટીવ તરીકે કામ કરે તો તે "ગુરૂ" કે "હિંદી" કહેવાવાને પાત્રજ નથી. આપણા સાંભળવામાં આવ્યું છે કે, ભરૂચનો એક વિદ્યાર્થી આપણા પ્રમુખશ્રીનાં દર્શન કરવાને કેળવણી પરિષદ્‌માં આવ્યો હતો તે માટે તેને ઘાતકી શિક્ષા કરવામાં આવી હતી ("શરમ, શરમ"ના પોકાર.) પરંતુ એ સ્થિતિ શિક્ષકોએ નહિ પણ સરકારે ઉભી કરી છે. વિદ્યાર્થીઓને જાહેર સભામાં જતાં અટકાવનારો ઠરાવ ખરેખર એક કલંકરૂપ ઠરાવજ ગણાય.

**રા. ગજાનન કે. માવળંકરે** એ ઠરાવને ટેકો આપતાં જણાવ્યું કે, આજ સુધી હિંદમાં "બ્યુરોક્રસી"નું ઝાડ હરયાં કરતું હતું કે હાથો અને કુહાડો—હિંદુ અને મુસલમાનો અલગ છે તો તે નિશ્ચિંત છે. હવે તે જુએ છે કે, હવે તે બેઉ એક થયાં છે એટલે તેને કંપારી થયો છે. ડુબતા માણસની માફક અધિકારી વર્ગ હવે તણખલાને વળગી બચાવ કરવા માંડયો છે. જો અખોટીઆંનો કીલ્લો કરવાથી કોઇ મુલકનું રક્ષણ થઇ શકે એ સંભવિત હોય તોજ વિદ્યાર્થીઓ સંબંધી આવા હુકમો બહાર પડાવવાથી દેશમાં ચાલી રહેલી હીલચાલ બંધ પડે. આવાં સરક્યુલરો બહાર પાડનારાઓ પોતે વિદ્યાર્થીઓ પાસે આપણી નિંદા કરે અને એકપક્ષી હકીકત કહે છે છતાં તેમને આપણી હકીકત સાંભળવા દેતા નથી એ એક પ્રકારનું ગાંડપણ નહિ કહીએ તો પણ તે લજ્જારહિતપણાંની હદ કહેવાય. ઇંગ્લન્ડમાં પણ વિદ્યાર્થીઓ સામે આવો પ્રતિબંધ છે એ વાત ખરી હોય તો પણ ત્યાંના બાળકો પરતંત્ર

નથી. તેઓ સ્વતંત્ર છે અને તમે પણ જો હવે સ્વરાજ્યની નદીમાં આદર્શ રાખી જુઓ તો તમને પણ જણાશે કે તમે પણ સિંહનાં બાળકોજ છો.

ડૉકટર **હરિપ્રસાદ વ્રજરાય દેસાઇએ** તે ઠરાવને ટેકો આપ્યો હતો.

**ગંગા સ્વરૂપ ગંગાબ્હેને** એ ઠરાવને વિશેષ અનુમોદન આપતાં જણાવ્યું કે, વિદ્યાર્થી જીવન એવું છે કે, જેવા સંસ્કાર પાડે તેવા પડે. પરંતુ આ હુકમથી તો એવું થાય છે કે, જાણે તેઓ અંધારી કોટડીમાંજ ઉછરે. લૉર્ડ મેકોલેએ કેળવણીની રાજનીતિ એવા આશયથી સુધરાવી નથી. આવા પ્રતિબંધ નીચે રહેવું તેના કરતાં તો શાળાઓમાં નહિ ભણવું તે સારૂં. આવા કાયદા તુટવાજ જોઇએ. અને મને એમ લાગે છે કે, તેના સંબંધમાં તો સત્યાગ્રહ ધારણ કરીએ તોજ તે કાયદો તુટશે. તેથી વિદ્યાર્થીઓને અજાણ રહેવું પડશે નહિ. દેશાભિમાનીઓ તે માટે અવસ્ય સગવડ કરશે. અનેક દેશાભિમાની નરોનાં જીવન વૃત્તાંત આપણે વાંચીએ છીએ પણ રાણા પ્રતાપનાં જીવનમાં એક વિશેષતા જણાય છે. તે એ કે દેશને માટે પણ તે પ્રપંચ કરતો નહિ. તમે પણ એવુંજ શુદ્ધ દેશાભિમાન ધારણ કરજો.

બાદ મત લેતાં આ ઠરાવ સભાએ પસાર કર્યો હતો.

---

રા. **વલ્લભભાઇ ઝવેરભાઈ પટેલે** નીચલો ઠરાવ રજુ કર્યો:—

"લોકલબોર્ડ મ્યુનીસીપાલીટીઓ, સેનેટરી કમિટીઓ અને નોટીફાઈડ એરીઆ કમિટીઓ લોકકલ્યાણમાં પુરે અંશે સહાયભુત થાય તેમજ તે દ્વારા પ્રજાને સ્વરાજ્યની પાકી તાલીમ મળે તે માટે તેમાં સ્થાનિક સ્વરાજ્યનું સંપૂર્ણ તત્વ દાખલ કરવું જોઇએ એવો આ પરિષદ્‌નો અભિપ્રાય છે અને આ દિશામાં તરતના જરૂરી સુધારા તરીકે આ પરિષદ્ ભલામણ કરે છે કે—

(૧) આ બધાં મંડળોના બધા સભાસદો પ્રજા તરફથી ચુંટાવા જોઇએ; અને વિશેષ કરીને સૂચવવામાં આવે છે કે જે મ્યુનીસીપાલીટીઓને ભાગના વધુ મતથી પ્રમુખ નીમવાની સત્તા આપવામાં આવી હોય તેમાં ⅘ ભાગના સભાસદો પ્રજાના મતથી ચુંટાયલા હોવા જોઇએ એવા મુદ્દાનો નામદાર વિઠ્ઠલભાઇ ઝવેરભાઇ પટેલે મુંબાઇની ધારાસભામાં રજુ કરેલો અને પસાર થયેલો ઠરાવ સરકારે તરતજ અમલમાં મુકવો જોઇએ.

(૨) તે મંડળને પોતાના પ્રમુખ અને ઉપપ્રમુખ તેના બિનઅમલદાર સભ્યોમાંથી ચુંટવાની સત્તા મળવી જોઇએ.

(૩) આ મંડળોને પોતાના મુખ્ય અધિકારીઓ બીનસરતે નીમવાની અને બરતર્ફ કરવાની સત્તા આપવી જોઇએ. તેમજ તે અધિકારીઓના પગાર વિગેરેના નિયમો નિયત કરવાની સત્તા પણ સદરહુ મંડળોને આપવી જોઇએ અને

**તે અનુસાર સને ૧૯૦૧ ના મ્યુનીસીપલ એક્ટમાં ૧૩-અ નું જે પ્રકરણ ઉમેરવામાં આવ્યું છે તે રદ કરવું જોઇએ.**

**(૪) લોકલબોર્ડની આવકમાં સંગીન વધારો થાય તે માટે આબકારી જેવી મોટી અને વધતી જતી આવકવાળા ખાતાના મહેસુલનો અમુક હીસ્સો જીલ્લા લોકલબોર્ડને મળવો જોઇએ."**

રા. **વલ્લભભાઇ ઝવેરભાઇ પટેલે** એ ઠરાવને ટેકો આપતાં જણાવ્યું કે, સરકાર એમ કહે છે કે હજુ આપણે પુરતા લાયક નથી પણ આપણે કહીશું કે તમારા ધ્યાનમાં અમે લાયક બનતા નથી. જો અમારૂં કામ તમને નહિ ફાવતું હોય તો હવે બધા સભાસદોની તમેજ નીમણુંક કરો. પરંતુ તેઓ પણ લાયક પુરવાર થતા નથી એમ ખાત્રી થતી હોય તો પછી થોડો વખત બધા સભાસદો પ્રજાના પ્રતિનિધિઓનેજ રહેવા દો અને અમને અમારોજ પ્રમુખ પણ નીમવા દો. હમણાંજ ધારાસભામાં એવો ઠરાવ રજુ થયો હતો અને તે બાત્રીશ વિરૂદ્ધ અઢાર મતે પસાર પણ થયો હતો. એમ થવા છતાં રિવાજ પ્રમાણે તે વિષે પ્રેસ નોટ બહાર નહિ પડતાં મ્યુનીસીપેલીટીઓને ખાનગી રીતે ખબર પહોંચાડવામાં આવી હતી અને તેમાં પણ ચીફ ઓફીસર રાખવા વગેરેની શરતો સ્વીકારે તો તેવી સત્તા આપવા જણાવ્યું છે. ધારાસભામાં લડત ચલાવી ફતેહ મેળવ્યા પછી એવું પરિણામ આવે છે. આથી અમે હવે બહુમતિ નહિ પણ પુરેપુરી સત્તા માગીએ છીએ. પુણાની સ્થાનિક સ્વરાજ્ય કોન્ફરન્સમાં આવો ઠરાવ પસાર થયો છે અને તમને પણ તે પસાર કરવાની મારી ભલામણ છે.

રા. બા. **રમણભાઈ મહિપતરામ નીલકંઠે** એ ઠરાવને અનુમોદન આપતાં જણાવ્યું કે, આપણે ઉભા થઇએ ત્યારે એમ કહેવામાં આવે છે કે, ચાલતાં શીખો અને જ્યારે ચાલીએ ત્યારે ચાલવાની ના પાડવામાં આવે એવી સ્થિતિ હાલમાં ચાલે છે. જ્યાં સુધી સભાસદોની નીમણુંક કરવાની સત્તા સરકારને હસ્તક હોય ત્યાં સુધી બરાબર કામ કરી શકાય નહિ. એ સ્થિતિ દૂર થવા માટે આ ઠરાવ પસાર કરવાની જરૂર છે. બધા સભાસદો રૈયત નીમે અને તેના સહાનુભુત તરીકે કામ કરવા માટે કમીશનરની નીમણુંક કરવાની હતી; મ્યુનીસીપાલીટીની સત્તા છીનવી લેવા માટે કમીશનરની નીમણુંક કરવાની નહોતી. તેમ છતાં એ ગોઠવણનો દુરૂપયોગ થયો છે તો હવે એકજ ઉપાય રહ્યો છે. તે એજ કે, કમીશનરની નીમણુંક કરવાનું બંધ કરવું. આ ઠરાવ લોકલબોર્ડની આવક વધારવા અને સ્થાનિક સ્વરાજ્ય ભોગવતાં મંડળોને પુરાં ગતિવાન બનાવવા માટે જરૂરનો છે.

મત લેતાં તે ઠરાવ સભાએ પસાર કર્યો હતો.

પ્રમુખશ્રીએ તે બાદ નીચલો ઠરાવ રજુ કર્યો.

**"(અ) ગુજરાતમાં ઢોરોને ચારવા માટે જુનાં વખતથી દરેક ગામે ગોચર રાખવામાં આવતાં હતાં તે ગોચરો ધીમે ધીમે સરકાર તરફથી કમી કરી નાખવામાં આવે છે અને તેથી ઢોરની સ્થિતિ ઘણી ખરાબ થઇ છે. માટે આ પરિષદ્ સરકારને વિનવે છે, કે દરેક ગામમાં આવાં ગોચરને માટે સારા વિસ્તારવાળી જમીન છુટી મુકી રાખવી જોઇએ.**

(આ) પંચમહાલ અને ગુજરાતના બીજા ભાગોમાં જ્યાં જંગલો સાચવી રાખવામાં આવે છે ત્યાં ચરાઉ જમીનની તંગાશને લીધે અને સરહદની ચોખવટના અભાવે એવા જંગલમાં ઢોર પેસી જવાથી તેમના ઉપર ગુજરાન કરનાર લોકની સ્થિતિ ભારે દંડ ભરી કે જેલની શિક્ષા ખમી કંગાલ થઈ ગઇ છે. તેથી આ પરિષદ સરકારને વિનંતિ કરે છે કે આવા જંગલના ચરાઉ ભાગમાં વધારો કરવો જોઇએ અને ગરીબ અને ખેડુત વર્ગને ખેતીના અને બળતણના કામને માટે જોઈતું લાકડ લેવા છુટી આપવી જોઇએ તેમજ એવા જંગલને સાચવવા કરેલા નિયમો તથા તેમનો થતો અમલ બહુ ઉદાર રાખવા પાકો બંદોબસ્ત થવો જોઇએ.”

એ ઠરાવના સમર્થનમાં વિવેચન કરતાં રા. **વાડીલાલ છગનલાલ શાહે** જણાવ્યું કે, ઠરાવમાં કાંઇ નવું માગવામાં આવ્યું નથી. સરકારનો એવો ઠરાવ છે કે, ઢોર દીઠ બે એકર જમીન છુટી રાખવી. હવે વળી એમ સૂચવવામાં આવ્યું છે કે ઢોર દીઠ એક એકર જમીન છુટી રાખવી પરંતુ ચરાઉ જંગલોનો વિસ્તાર માપીએ તો તેનું ક્ષેત્રફળ તેટલા પ્રમાણમાં પણ આવતું નથી. ઢોર દીઠ એક એકર જમીન ચરવા માટે રાખવામા આવે તે વિસ્તાર બહુ ઓછો પડે એમ તો બે એકર રાખવા સંબંધી આગલા સરકારી ઠરાવ ઉપરથીજ સમજી શકાય તેમ છે. ઝાડનાં જંગલો ત્રીસ વર્ષ સુધી બીલકુલ બંધ રાખીને ત્યાં ઢોરને પેસવા દેવામાં આવતાં નથી. એથી ઢોરની સ્થિતિ બહુ બગડી ગઇ છે. ઢોરોનાં શરીરમાં હાડકાં અને ચામડાં સિવાય કાંઇ જોવામાં આવતું નથી. પહેલાં રૂપીઆનું ત્રણશેર સાડાત્રણશેર ઘી મળતું હતું તેને બદલે આજે દોઢ શેર પણ નથી મળતું અને દૂધ પાંત્રીશેરને બદલે પંદરશેર પણ નથી મળતું તે એનુંજ પરિણામ છે. પુરતો ચારો નહિ મળવાથી ઢોરોની સંખ્યા પણ વધવા પામતી નથી. બીજી તરફ જોઇએ તો મોંઘવારીને લીધે દગો અને ભેળસેળ વધતી જાય છે. જે જંગલો બંધ રાખવામાં આવે તેનો વાડ વગેરેથી બંદોબસ્ત કરવામાં આવતો નથી પણ માત્ર મનાઇ હુકમ બહાર પાડવામાં આવે છે. ઢોરને હદ ઓળખવાની બુદ્ધિ હોતી નથી કે તે તેવા ભાગમાં નહિ પેસે. ઢોર પેટ પુરવાને ખાતર જો એવા ભાગમાં સ્હેજ દાખલ થાય તો ઢોરની એવી કસુર માટે તેના માલીકનો દંડ કરવામાં આવે છે. એવી નુકશાની માટે પહેલાં એક આનો દંડ લેવાતો હતો તેને બદલે ધીમે ધીમે ત્રણચાર ગણો દંડ લેવાવા લાગ્યો અને હાલમાં પહેલાં કરતાં ત્રીશ ચાલીશ ગણો દંડ લેવાય છે. આ બાબત ઉપર સરકારે બહુ ધ્યાન આપવાની જરૂર છે.

મત લેતાં સભાએ તે ઠરાવ પસાર કર્યો હતો.

પ્રમુખ શ્રીએ તે બાદ નીચલો ઠરાવ રજુ કર્યો.

“મેહેસુલી વહીવટમાં તેમજ જીલ્લાનો સલાહસંપ જાળવવામાં કલેકટરોને હાલમાં મામલતદાર કે પોલીસની એકતરફી હકીકતના ઉપર વર્તન કરવાનું રહે છે તેથી ઘણી વખત જીલ્લાના વહીવટમાં ઘણી મોટી ભુલો થાય છે અને

લોકને અન્યાય ખમવા પડે છે તેથી આ પરિષદ સરકારને એવી ભલામણ કરે છે કે જીલ્લાવાર લોકના ચુંટાયલા સભાસદોની એક ડીસ્ટ્રીકટ કાઉન્સીલ નીમવી જોઇએ.”

આ ઠરાવપર વિવેચન કરતાં ઓનરેબલ મી. વિઠલભાઈ ઝવેરભાઈ પટેલે જણાવ્યું કે ગોધરાના લોકો મુંબાઈના લોકોની પરીક્ષા લેવા માંગતા હોય એમ જણાય છે. કાલે ભાઈ ઝીણાની પરીક્ષા લેવાઇ હતી. આજે ગાંધીજીએ મને ગુજરાતી બોલતાં આવડે છે કે ભુલી ગયો છું, તે વિષે મારી પરીક્ષા લેવાનું ઠરાવ્યું છે. મને રા. આનંદશંકરભાઈનું ગુજરાતી તો નથી આવડતું પણ મારી ચરોતરીઆ ગુજરાતી તો ભુલી નથી ગયો. ઠરાવનો અર્થ એવો છે કે, કલેકટર જે કાંઇ કામ કરે તે જીલ્લાના પાંચ માણસને પુછીને કરે. એ પાંચ માણસ કહે તેમજ કરે એવું આ ઠરાવથી માગવામાં આવતું નથી પણ એટલુંજ માગ્યું છે કે તેમના વિચાર સાંભળીને જે કરવું હોય તે કરે. એમ થવાથી લોકો ઉપર થતો જુલમ બંધ થશે. ડીસેન્ટ્રેલીઝેશન કમીશન જેમાં સ્વર્ગસ્થ સર રોમેશચંદ્ર દત્ત પણ એક સભાસદ તરીકે હતા, તેમની સમક્ષ જુબાની આપતાં મર્હુમ મી. ગોખલેએ જણાવ્યું હતું કે કલેકટરો જો લોકોની હકીકત સાંભળી કામ કરે તો સારૂં થાય. એ વાત તે વખતે સાંભળવામાં આવી નહોતી. લોક હિતની વાતો ઘણી વખત નથીજ સંભળાતી. વડી ધારાસભાનું નામ ઇમ્પીરીઅલ કાઉન્સીલ પાડવામાં આવ્યું છે પણ મને તેનો અર્થ શું તે સમજાતું નથી. મેં બે માસ અગાઉ એવો ઠરાવ રજુ કરવાની ખબર આપી હતી કે, કલેકટરોને સલાહ આપે તેવાં સલાહકારી મંડળો દરેક જીલ્લામાં સ્થાપવાં. ધારાસભાનાં કામકાજના સંબંધમાં એક એવો નિયમ છે કે, ગવર્નર સાહેબ જે બાબતની ચર્ચા કરવાની રજા આપે તે વિષેજ ચર્ચા કરી શકાય. આથી એ વાત જાણે ચર્ચાઈ નહિ. તોપણ આજે મેં તમને એ વાત કરી દીધી છે. ભલે હવે તે માટે મને ફાંસી દેવામાં આવે. એ ઠરાવ રજુ કરવાની માગેલી પરવાનગીના જવાબમાં મને જણાવવામાં આવ્યું છે કે, એ ઠરાવ બરાબર નથી; તે લોકહિત વિરૂદ્ધનો છે. મને લાગે છે કે સરકાર લોકહિતનો જુદોજ અર્થ કરે છે. મને તો એમ લાગે છે કે સરકાર જે બાબતને લોકહિત વિરૂદ્ધની જણાવે તે લોકહિતનીજ હોય છે. ત્રણ માસ ઉપર મેં એક ઠરાવ એવો રજુ કર્યો હતો કે, મહાબળેશ્વરની ટેકરીઓ ઉપર જવાનું સરકારે બંધ કરવું કેમકે તેમાં ખર્ચ બહુ થઇ જાય છે. એ ઠરાવના સંબંધમાં પણ મને એવોજ જવાબ મળ્યો છે કે, તે લોકહિત વિરૂદ્ધનો છે. એવી ઘણી બાબતો છે પણ અહીંઆં કેટલી કહીએ! હવે અમે લોકોની પાસે આવીને કહીએ છીએ કે, ધારાસભામાં કામ કરવાના સંબંધમાં અમારી આવી સ્થિતિ છે. તેમાં કાંઇ સુધારો કરાવો તો અમે કાંઇ કામ કરી શકીએ. હવે મોન્ટેગ્યુ કાકો અત્રે આવવાનો છે તો તેની પાસે બધાં દુઃખ રડજો. ધારાસભાના પાંચ વર્ષના મારા અનુભવથી હું કહીશ કે મહેનત કરી મરી જાઓ પણ કાંઇ વળે નહિ. જ્યાંસુધી લોકોના સભાસદો કહે તે પ્રમાણે સરકાર અમલ કરે એમ થાય નહિ ત્યાં સુધી કંઈ વળે નહિ. સરકારને જો કોઇવાર એમ લાગે કે તેનું નહિ ફાવશે તો તેનો ઉપાય પણ તેણે શોધી રાખ્યો છે. તમીબી કાયદામાં સુધારો કરવા સંબંધી ખરડાની ચર્ચા વખતે સરકારે એજ રીતે ડોકટર સર ટેમુલજી નરીમાન અને ડોકટર રાવને વધારાના સભાસદો તરીકે ખાસ એ ખરડા માટે ઉમેર્યા હતા. મી. ઘોસલે મહુડાંને લગતો ઠરાવ કરી દીધો તે પહેલાં તેમણે જો મને અથવા ઓનરેબલ મી. પારેખને કે મી. ગોકળદાસ

તલાટીને પુછ્યું હોત તો શું અમે તેમને લોક લાગણીની વાત નહિ કહેત? લોકોને સુખ આપવા માટે અને કલેક્ટરોને સલાહ આપવા માટે દરેક જીલ્લામાં એકેક ડીસ્ટ્રીકટ કાઉન્સીલ હોવાની બહુ જરૂર છે.

બાદ મત લેતાં સભાએ તે ઠરાવ પસાર કર્યો હતો.

**બ્હેન અનસુયા સારાભાઈએ** તે પછી નીચલો ઠરાવ રજુ કર્યો.—

**"સ્વદેશી હીલચાલની અંદર સ્વરાજ્યનું મૂળ છે અને એ હીલચાલમાંજ હિંદુસ્થાનની આબાદીનો સંભવ છે એવી આ પરિષદ્‌ની માન્યતા છે અને તેથી આગેવાનોને અને જનસમાજને આ પરિષદ્ ભલામણ કરે છે કે ગમે તેટલી અગવડો સહન કરીને પણ પોતે તે અમલમાં મુકીને અને બીજી રીતે સ્વદેશીનો પ્રચાર કરવો."**

અનસુયા બ્હેને તે ઠરાવના સમર્થનમાં વિવેચન કરતાં જણાવ્યું કે,

આ વ્યાખ્યાનપીઠ પર આ બે દિવસોમાં જે જે ઠરાવો પસાર થયા છે તેમાં સૌથી અગત્યનો ઠરાવ હું આપની સમક્ષ રજુ કરું છું. રાજકીય અને સામાજીક બાબતોમાં ઘણી વખત મતભેદ હોઈ શકે પણ આ ઠરાવ એટલો પવિત્ર છે કે ભારત ભૂમિની સ્થિતિનું જેને ખરું ભાન થયું હશે તેવા તેના પારસી, મુસલમાન, ક્રિશ્ચિયન કે હિન્દુ કોઈપણ સંતાનને તેમાં વિરૂદ્ધતા નહીં લાગે.

૧૫૦ વર્ષના બ્રીટીશ અમલ પછી હિન્દુસ્તાનની સ્થિતિ જુઓ ! સ્થિતિનું કારણ જેટલી રાજકીય પરતંત્રતા છે તેનાથી વિશેષ ઔદ્યોગિક પરાધીનતા છે. રાજકીય પરતંત્રતાએ પંદરસો વર્ષમાં દેશનું જેટલુ નુકશાન કર્યું હતું તેનાથી વધારે ઔદ્યોગિક પરાધીનતાએ દોઢસો વર્ષમાં કર્યું છે. ન્યાયમૂર્તિ રાનાડેએ એક વખત આ સંબંધમાં બોલતાં કહ્યું હતું કે જ્યારે એક પ્રજા બીજી પ્રજાપર અમલ ચલાવે છે ત્યારે રાજકીય બાબતોમાં તે અમુક હદ સુધીજ જુલમો અને અન્યાયો કરી શકે છે અને તે હદ ઓળંગાય છે કે તરત પ્રજા તેની સામે થાય છે પણ વ્યાપાર ઉદ્યોગના સંબંધમાં તેનાથી જુદું છે. જ્યારે એક પ્રજા બીજી પ્રજા ઉપર વ્યાપાર શસ્ત્રનો ઉપયોગ કરે છે અને સુંદર સુશોભિત અને મોજ શોખની વસ્તુથી દેશના પૈસા પરદેશ ઘસડી જાય છે ત્યારે આખો દેશ ચુસાઈને નિઃસત્વ બને ત્યાં સુધી પણ પ્રજાને તેની સ્થિતિનું ભાન થતું નથી. આપણને અધોગતિએ પહોંચાડનાર વિદેશી વસ્તુઓને આપણે આનંદથી આવકાર આપીએ છીએ, વેચાતી લઈએ છીએ અને તે રીતે કરોડો રૂપીઆ દેશની બહાર મોકલી હિન્દના પામર લોકોના મ્હોંમાંથી રોટલાનો ટુકડો પડાવીએ છીએ. હિન્દની અખુટ દોલત હવે પરદેશીઓને લલચાવવાને રહી નથી. પરદેશીઓના આવ્યા પ્હેલાં તેની આબાદાની કેટલી ચળકતી હતી ! ઇસ્ટ ઇન્ડીઆ કંપનીની સત્તા જ્યારથી જામી ત્યારથી હિન્દની ચડતીનો સૂર્ય અસ્ત થયો છે. મુસલમાનો હોવા છતાં હિન્દને જીતીને હિન્દી બન્યા, હિન્દમાં આવીને વસ્યા એટલે હિન્દની લક્ષ્મી પણ હિન્દમાં રહી. ઇસ્ટ ઇન્ડીઆ કંપની તો હિન્દમાં વેપાર સારૂ આવી હતી અને તે વખતે તે બીચારાઓને રાજ્ય કરવાનો વિચાર સરખો પણ નહોતો છતાં આપણી મદદથીજ તેઓ આપણા રાજકર્તા થયા. વ્યાપારાર્થે

આવેલી કંપનીએ હિન્દમાં વધારેમાં વધારે પૈસા કેવી રીતે લઇ જવા હિન્દના ઉદ્યોગોનો કેવી રીતે નાશ કરવો વિગેરે માટે કાળજીથી યોજના ઘડી કાયદા કાનુનો બાંધ્યા. અમેરીકા અને આયર્લાન્ડના પૈસા ઇંગ્લાંડ ઘસડી જવા સારૂ જે વ્યાપાર નીતિ તેઓએ રાખી હતી તેનો તમામ ઉપયોગ હિન્દ ઉપર કર્યો. અમેરીકાએ તે વ્યાપાર નીતિના અનિષ્ટ પરિણામો ભોગવી અંતે War of Independenceથી તે સવાલનો નિર્ણય કર્યો. આર્યલાન્ડ તેવાજ પ્રયત્નોમાં મચી રહ્યું છે. છતાં તે બન્ને કરતાં તે વ્યાપાર નીતિથી હિન્દને સૌથી વધારે ખમવું પડયું છે.

ઇંગ્લાંડ પોતાના હુન્નરોની ખીલવણી સારૂ સંરક્ષક વ્યાપાર નીતિ વાપરી અને પોતાના ઉદ્યોગોને મજબુત બનાવી અબાધિત વ્યાપાર નીતિ (Free Trade Policy) શરૂ કરી જેનાથી હિન્દની પાયમાલી થઇ છે. આપણી હાથની બનાવટની ચીજોને સાંચાની ચીજો સાથે સરખામણીમાં ઉતરવું પડયું અને તેને પરિણામે તે ઉદ્યોગોનો નાશ થયો. જેઓએ હેસ્ટીંગ્સની સોટી વાંચી હશે તેને ખબર હશે કે બંગાળાની મલમલનો ઉદ્યોગ નાબુદ કરવાને તેઓએ કેવા કૃત્યો કર્યા હતા. હિન્દના સંબંધમાં નીતિ અનીતિની નડતર તેમને નહોતી. આવી રીતે જુના ઉદ્યોગોનો નાશ થયો અને નવા ઉદ્યોગોનું આપણને શિક્ષણ મળ્યું નહીં. આપણી ખનીજ વસ્તુઓ વિદેશીઓ સસ્તી કીંમતે લઇ જઇ તેની સુશોભિત ચીજો બનાવી હિન્દના બજારમાં વેચવા લાગ્યા. આપણાં બજારો પરદેશી માલથી ભરપુર થયા અને અત્યારે આપણે એવી દયાજનક સ્થિતિમાં આવી પહોંચ્યા છીએ કે આખા જગતમાં આપણા જેટલી પરદેશી ચીજો વાપરનારો બીજો દેશ નથી રહ્યો.

ખેતી સિવાય જે દેશમાં બીજો હુન્નર રહેલો નથી તે દેશ ગરીબાઇથી બચવા પામતો નથી. હિન્દમાં ખેતીની દશા પણ કેવી છે ! અમેરિકા તેમાં પણ આપણાથી આગળ વધી ગયું છે. જે હુન્નરો અને ઉદ્યોગોએ હિન્દીઓને તવંગર બનાવ્યા હતા તેજ ઉદ્યોગોનો નાશ થયો છે અને જે તવંગર હિન્દી કારીગરો સેંકડો વર્ષોના પોતાના વંશપરંપરાના ઉદ્યોગોમાં પ્રવીણ હતા તેઓને ભૂખે મરવાનો વખત આવ્યો છે. આપણા હિન્દની સ્થિતિ જુઓ !

અત્યારે ઉદ્યોગોમાં અન્ય દેશોની સ્પર્ધામાં આપણે આગળ વધી શકતા નથી. જો સ્વરાજ્ય હત, તો જર્મની અને ફ્રાન્સે જેમ પોતાના નૌકાહુન્નરને અને સાકરના ઉદ્યોગને સંરક્ષિત વ્યાપાર નીતિથી ખીલવ્યા તેમ આપણે આપણાં ઉદ્યોગો ખીલવી શકયા હત.

સંરક્ષિત વ્યાપારનીતિથી દેશને નુકશાન છે તેમ ઇંગ્લીશ અર્થશાસ્ત્રીઓ ભલે કહે. કદાચ તે બીજા દેશો માટે સારૂં હશે છતાં હિન્દની તો તેણેજ પાયમાલી કરી છે અને હિન્દના બાળકોની નસોમાંથી ધોળું લોહી વ્હેવરાવ્યું છે. જ્યાં સુધી આપણાં ઉદ્યોગોને તેની બાલ્યાવસ્થામાં રાજ્યનું રક્ષણ ન મળે, જ્યાં સુધી સ્વરાજ્ય મળ્યું નથી, ત્યાં સુધી સ્વદેશીવ્રત લેઇનેજ આપણે આપણાં ઉદ્યોગોનું રક્ષણ કરી શકીશું—એક હિન્દી તરીકેની પવિત્ર ફરજ બજાવી શકીશું.

સ્વદેશી હિલચાલ તે એક જાતનું આપણું નાનકડું સ્વરાજ્ય છે, અને તેમાં દરેક હિન્દી સ્વદેશીવ્રત લઇને દેશોન્નતિમાં પોતાનો ફાળો આપી શકે તેમ છે. આપણાં દેશની ઉન્નતિનું કાર્ય કાંઇ સામાન્ય નથી. આત્મભોગ સિવાય તે સાધી શકાય તેમ નથી. ભારત-

ભૂમિની સેવા કરતાં આપણે આપણાં માતપિતાની, ભૂમિની, આપણાં સંતાનોની જન્મભૂમિની સેવા કરીએ છીએ. જગન્નિયંતાએ જે ભૂમિને માનીતી બનાવી પોતાના અનેક આશીર્વાદો આપ્યા છે, જેને હજારો, લાખો કુદરતી બક્ષીસથી અલંકૃત કરી છે, તે ભૂમિને તેના સંતાનોજ કૃતઘ્ન થયા છે. સંતાનોની સેવા જ તેને આ સ્થિતિમાંથી બચાવે તેમ છે. જો તમે હિન્દમાતાના સાચા પુત્રો હો, તમારૂં હૃદય તેને માનભંગ, ચગદાયલી, દમાયલી જોઈ ચીરાતું હોય, પરદેશીઓના હાથમાંથી બચાવવી હોય તો સ્વદેશીવ્રત લો. પરદેશી માલનો બહિષ્કાર કરો, સ્વદેશીનો વિજય વાવટો ગામે ગામ, શહેરે શહેર અને પ્રાન્તે પ્રાન્ત ફરકાવો. ઘેરે ઘેર અને મોહોલ્લે મોહોલ્લે સ્વદેશીવ્રતના જાપ જપાવો.

આ સ્વદેશીવ્રત લઇને તમે તમારી જન્મભૂમિને દુકાળ અને ભૂખમરાથી બચાવશો, તમારા દેશને આબાદાન બનાવશો અને પ્રાચીન સમયના આર્યાવર્તના એક સાચા સંતાન તરીકે તમારી મોટી ફરજ બજાવશો.

ધી બૉમ્બે સ્વદેશી કોઓપરેટીવ સ્ટોર્સના મેનેજર મી. **વિઠ્ઠલદાસ જેરાજાની**એ તે ઠરાવને અનુમોદન આપતાં જણાવ્યું કે, હું દરેક ભાઇને ખાત્રી આપીશ કે જીવનને માટે જરૂરીઆત પડે તેવી દરેક સ્વદેશી ચીજ મળી શકે છે. સ્વદેશીવ્રત લેનારને જરૂરી ચીજ નહિ મળે એવી કોઇ ચીજ નથી. સને ૧૯૦૬ ના વર્ષથી આ હીલચાલ હસ્તીમાં આવી અને અનુભવથી હું કહીશ કે તેના સંબંધમાં જે જે સુધારા હાથ ધરવામાં આવ્યા તે ફતેહમંદ નીવડયા છે. પહેલાં માત્ર ગરીબ લોકોજ ગામઠી કાપડ વાપરતા હતા. હવે માત્ર ગરીબો અને વચલા વર્ગના લોકોજ નહિ પણ સારી સ્થિતિના મુસલમાન અને પારસીઓજ માત્ર નહિ પણ અંગ્રેજો સુદ્ધાંત દેશી માલ વાપરતાં શીખ્યા છે કેમકે દેશી માલ સસ્તો અને વળી ટકાઉ હોય છે. મારે જો કોઇને કહેવાનું હોય તો તે માત્ર શ્રીમંતોનેજ છે. ખેડુત વગેરે ભાઇઓ તો દેશી ચીજથી શણગારાએલાજ છે પણ શ્રીમંતો પાસેથી વિદેશી ચીજો ઘણી નીકળશે. સને ૧૯૦૬ માં શ્રીમંતોને દેશી વસ્તુ વાપરવાની વિનતિ કરવા જતા ત્યારે જવાબ એવો મળતો હતો કે વખત તેમને માટે અનુકૂળ નહોતો; પરંતુ હવે તો વખત અનુકૂળ છે. મીલમાલેકોએ અત્યાર સુધી જે કાંઇ કાંત્યું તે પોતાને માટે નહિ પણ બીજાઓને માટેજ કાંત્યું હતું. હવે તેઓ શું કરવું તે શીખ્યા છે અને જો દશ વર્ષ પહેલાં તેવું શીખ્યા હોત તો આજે જે સ્થિતિ છે તેવી હોત નહિ. હવે આપણે સ્વદેશીનો પ્રચાર વધારવાને તૈયાર થવું જોઇએ.

એ ઠરાવને વિશેષ અનુમોદન આપતાં રા. **માવજી ગોવીંદજી** શેઠે જણાવ્યું કે બંગભંગના પરિણામે સને ૧૯૦૫માં સ્વદેશીનો નવો જુસ્સો જાગ્યો તેને આજે બરાબર બાર વર્ષ થયાં છે. તે પછી અનેક પ્રકારના ઉમંગ–ઉમળકા ઉદ્દભવ્યા પણ તે પછી જોકે સ્વદેશી બેન્કો અને મીલો સ્થપાઇ હતી છતાં કાંઇક મંદતા જણાવા લાગી હતી. તે મંદતા જોઇ એમ લાગી આવતું હતું કે લીધેલી પ્રતિજ્ઞા પાળી શકાય તેવું સદ્દભાગ્ય શું નથી ? મહાત્મા ગાંધીજી જ્યારે મુંબઇ પધાર્યા ત્યારે આવા સાદા વેશમાં હતા. મુંબઇનાં મોજીલાં સ્ત્રી પુરૂષો તેમને જોઇ એટલુંજ બોલતાં કે, " હેં ? " સ્વરાજ્યની આવી–મુક્તિનું સાધન સ્વદેશીમાં છે એ તેમના શબ્દો સઉએ ગોખી રાખવા લાયક છે. સ્વદેશીની હીલચાલ ઘણા મોટા પાયા ઉપર થવી જોઇએ છે. સ્વદેશીવ્રત પાળવાથીજ સ્વરાજ્ય મેળવી શકાશે માટે આપણે તેવી પ્રતિજ્ઞા લેવી જોઇએ જ.

રા. **શીવજીભાઈ દેવશીએ** એ ઠરાવને વિશેષ અનુમોદન આપતાં જણાવ્યું છે, ગુજરાતની ઉન્નતિ માટે અત્રે ધન ખર્ચી ઘર છોડીને આપણે સર્વે આવ્યા છીએ તેનું સાર્થક કરવું હોય તો અત્રેજ પ્રતિજ્ઞા લો કે " હું ભારતના વસ્ત્રોથીજ શોભીશ. " એવી પ્રતિજ્ઞા લીધા વિના માત્ર 'હોમરૂલ'ની બુમો પાડવાથી કાંઇ વળશે નહિ. તેત્રીશ કરોડ હિંદવાસીઓ સ્વદેશી વસ્તુ વાપરી એકેક રૂપીઓ બચાવે તો તેત્રીશ કરોડ રૂપીઆ દેશમાં વધે એ વાત ધ્યાનમાં રાખી સર્વે ભાઇઓને હું આ ઠરાવને વળગી રહેવા ભલામણ કરૂં છું. તેમ કરવામાં નહિ આવે તો આપણે એમ કહેવું જોઇશે કે મહાત્મા ગાંધીજી અને શ્રીયુત તીલક વગેરેને પુજનારાઓ તેમજ " વંદે માતરમ્ " ની બુમ પાડનારાઓ સાચા દીલથી તેમ કરતા નથી.

અત્રે રા. શીવજીભાઇએ એ ઠરાવના ટેકામાં એક ગીત ગાયું હતું.

**પંડિત નેકીરામ શર્માએ** એ ઠરાવને વિશેષ અનુમોદન આપતાં જણાવ્યું કે દેશભક્તિ કરતા પહેલાં દેશી વસ્તુ વાપરવાની પ્રતિજ્ઞા લેવી એ દરેક મનુષ્યની મુખ્ય ફરજ છે. આજે આપણી સ્થિતિ એ ફરજ નહી સમજવાથી એટલી બગડી છે કે દરરોજ હજામત કરાવવી પડે છે એટલુંજ નહિ પણ મુછો મુંડાવવી પડે છે. મ્હોંડામાં બીડી પીવી તો પીવી પણ તેમાંએ વળી સીગરેટ વીલાયતી, ભુંગળી વિલાયતી અને દીવાસળી પણ વિલાયતીજ વપરાય છે. ભ્રષ્ટ કરનારી અનેક ચીજો વાળી વિદેશી ચીજો અત્યારે દેશમાં વપરાય છે અને જો સ્વદેશીવ્રત્ત નહિ લેવામાં આવે તો સ્થિતિ હજી વધારે બગડશે. સ્વરાજ્ય માગતાં પહેલાં સાચા દેશભક્ત બની સ્વદેશીવ્રત જરૂર પાળો.

બાદ મત લેતાં એ ઠરાવ સભાએ પસાર કર્યો હતો.

મી. **ઇમામ એ. કે. બવાકસીરે** તે પછી નીચે મુજબનો ઠરાવ રજુ કર્યો:—

**"ગીરમીટના સંબંધમાં ઇન્ટર ડીપાર્ટમેન્ટલ કમિટીએ કરેલા રીપોર્ટ ઉપર સરકારી ઠરાવ બહાર પડયો છે તે વિષે વિચારતાં આ પરિષદ્‌નો એવો અભિપ્રાય છે કે મજકુર કમિટીની ભલામણમાં જો કે અસલ ગીરમીટની પદ્ધતિના કેટલાક દોષો દૂર કરેલા જોવામાં આવે છે છતાં ગીરમીટનું કલંક એ ભલામણ વિષે પણ રહી જાય છે તેથી તેનો સ્વીકાર થઇ શકતો નથી અને આ પરિષદ્‌નો એવો નમ્ર અભિપ્રાય છે કે ગીરમીટની પ્રથા તદ્દન રદ થવી જોઇએ અને મજુર વર્ગને પોતાને ખરચેજ અને જોખમે જવાની છુટ હોવી જોઇએ."**

આ ઠરાવના સમર્થનમાં મી. ઇમામ એ. કે. બવાકસીરે ઉર્દુમાં ભાષણ કરતાં જણાવ્યું કે, જે ગુલામી મુસલમાની અમલમાં પણ નહોતી તેથી પણ સખત બ્રીટીશ અમલના સમયમાં આડકતરી રીતે દાખલ થવા પામી છે. ડીપાર્ટમેન્ટલ કમિટીએ કરેલો રીપોર્ટ કોઇ રીતે સંતોષકારક થઇ પડે તેમ નથી. હું એટલુંજ કહીશ કે હિંદને ગુલામીમાં રાખે એવી કોઇ કલમ તમે પસંદ કરશો નહિ. કેમકે જો એવી ગુલામી ચાલુ રહેતો હિંદને કોઇ રીતે ફાયદો થાય નહિ.

બાદ મત લેતાં જે ઠરાવ સભાએ પસાર કર્યો હતો.

પ્રમુખશ્રીએ તે બાદ નીચલો ઠરાવ રજુ કર્યો તે સભાએ પસાર કર્યો.

"થોડા સમય થયાં ગુજરાતની અંદર પુખ્ત વિચાર કર્યા વિના અને પ્રજા સંગ્રહનો ખ્યાલ કર્યા વિના કેટલાક ગૃહસ્થોએ દુધ એકઠું કરી દુધમાંથી બનતા પદાર્થો બનાવવાનાં કારખાનાં કાઢયાં છે અને તેજ પ્રમાણે સરકારી દુધના સંચા પણ નીકળ્યા છે તથા પ્રજા કે જેનો મોટે ભાગે બધારેમાં વધારે પૌષ્ટિક ખોરાક દુધજ રહેલો છે તેને ઘણું નુકસાન થયેલું છે અને ઘણાં માણસો જેમને દુધ, ઘીની આદત રહેલી છે તેઓને પણ એ પદાર્થોનો ત્યાગ કરવો પડયો છે અથવા ઘટાડો કરવો પડયો છે, તેથી આ પરિષદ્ ઉમેદ રાખે છે કે જે ગૃહસ્થો આ કાર્યની અંદર રોકાયા છે તેઓ અને સરકાર, પ્રજાનું હિત વિચારી દુધના સંચા બંધ કરશે."

પ્રમુખશ્રીએ તે બાદ નીચલો ઠરાવ રજુ કર્યો તે પણ સભાએ પસાર કર્યો હતો.

"આ પરિષદે કરેલા ઠરાવો પ્રજા તરફથી તેમજ સરકાર તરફથી જેમ લાગુ પડે તે પ્રમાણે અમલમાં મુકાય અને આ પરિષદ ભરવાના ઉદ્દેશ પુરી રીતે સાચવી શકાય તેવા હેતુથી આ પરિષદ નીચે પ્રમાણે કાર્યકારી મંડળ નીમે છે અને તેમાં સભાસદોનો વધારો કરવાની અને સરકારની સાથે પત્રવ્યવહાર ચલાવવાની તેમજ જરૂર જણાય તો ડેપ્યુટેશન લઈ જવાની વિગેરે સર્વ સત્તા તે મંડળને આપે છે:–

"રા. મોહનદાસ કરમચંદ ગાંધી, રા. જીવણલાલ વ્રજરાય દેસાઇ, રા. મગનભાઇ ચતુરભાઇ પટેલ, રા. કૃષ્ણલાલ નરસીલાલ દેસાઈ, રા. ગણેશ વાસુદેવ માવલંકર, રા. છોટાલાલ ત્રીકમલાલ વકીલ, બ્હેન અનસુયા સારાભાઇ, રા. ગોકળદાસ દ્વારકાંદાસ તલાટી, રા. ફુલચંદ બાપુજી શાહ, રા. અમીન, રા. છનુભાઈ રામશંકર, રા. મોહનલાલ કામેશ્વર પંડયા, રા. હરીભાઇ ઝવેરભાઇ અમીન, રા. હીરાલાલ હરજીવનદાસ નાળીએરવાળા, ગં૦ સ્વ૦ ગંગા બ્હેન, રા૦ મણિલાલ હરિલાલ મહેતા. રા. વામનરાવ સીતારામ મુકાદમ, રા. પ્રાગજીભાઇ ખંડુભાઇ દેશાઈ, રા. દયાળજી નાનુભાઈ દેસાઈ, રા. વલ્લભાઈ ઝવેરભાઇ પટેલ, મી. ઈમામ એ. કે. બવાકસીર, શેઠ રતનસી ધરમસી, રા. શંકરલાલ ઘેલાભાઈ બેન્કર, રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડયા, રા. અમૃતલાલ વિઠલદાસ ઠક્કર રા. ઇંદુલાલ કનૈયાલાલ યાજ્ઞિક."

આ કાર્યકારી મંડળના મંત્રીઓ તરીકે રા. હરિભાઇ ઝવેરભાઇ અમીન, રા. ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક અને રા. વલ્લભભાઇ ઝવેરભાઇ પટેલને નીમવામાં આવ્યા હતા.

## માતૃભૂમિને

અત્રે સૌ. કુંવરબાઈ દેવજી કલ્યાણજીએ હરદ્વાર ગુરૂકુળ વાળા મહાત્મા મુન્શી રામજીના ચિરંજીવી મહાશય ઈંદ્રજીતનું રચેલું "માતૃભૂમિને" એ શીર્ષકનું નીચલું પદ મધુર સ્વરે ગાઇ સંભળાવ્યું હતું.

**ઐ માતૃભૂમિ તેરે, ચરણોંમેં શિર નમાઉં,**
મૈં ભક્તિ ભેંટ અપની, તેરી શરણમેં લાઉં. ટેક.
માથે પૈ તૂ હો ચંદન, છાતી પૈ તૂ હો માલા,
જિહ્વા પૈ ગીત તૂ હો, મૈં તેરા નામ ગાઉં. ઐ૦
જિસસે સુપૂત ઉપજે શ્રીરામ કૃષ્ણ જૈસે,
ઉસ તેરી ધૂલિકો મૈં નિજ શીસ પૈ ચઢાઉં. ઐ૦
માની સમુદ્ર જિસકી ધુલિકા પાન કરકે,
કરતા હૈ માન તેરે ઉસ પૈરકો મનાઉં. ઐ૦
વે દેશ માનવાલે ચઢકર ઉતર ગયે સબ,
ગોરે રહે ન કાલે, તુઝકા હી એક પાઉં. ઐ૦
સેવામેં તેરી સારે ભેદાંકો ભૂલ જાઉં,
વહ પુણ્ય નામ તેરા પ્રતિદિન સુનૂ સુનાઉં. ઐ૦
તેરે હી કામ આઉં, તેરા હી મંત્ર ગાઉં
મન ઔર દેહ તુઝપર બલિદાન મૈં ચઢાઉં. ઐ૦

મી. **ગોકળદાસ દ્વારકાંદાસ તલાટીએ** તે પછી જણાવ્યું કે, બીજી પરિષદને નડીઆદ ભરવા માટે ખેડા જીલ્લા તરફથી તમોને આમંત્રણ આપવાનો મને હુકમ થયો છે. નડીઆદમાં અમે કદાચ ગોધરા જેવી સગવડ તમોને આપી શકીશું નહિ, તો પણ અમને વિશ્વાસ છે કે, અમારી જે કાંઇ ખામી હશે તે તમે નિભાવી લેશો. ઇશ્વરની મહેર હશે તો નડીયાદ ખાતે જે પરિષદ મળશે તે કદાચ હિંદુસ્થાનને સ્વરાજ્ય મળ્યા પછીની કોન્ફ્રન્સ રૂપ બનશે. અમારૂં આ આમંત્રણ સ્વીકારવા તમો સર્વ ભાઇઓને નમ્ર વિનતિ છે.

સભાએ તે આમંત્રણ સ્વીકારવાનો ઠરાવ કર્યો.

## પ્રમુખશ્રીનો ઉપસંહાર.

**પ્રમુખ મહાત્મા ગાંધીજીએ** તે બાદ ઉપસંહાર કરતાં જણાવ્યું કે, ઘણાંઓએ અત્રે પોતાને બોલવા દેવાની રજા માગી હતી પણ હું તેવી રજા આપી શક્યો નથી અને તેમને નિરાશ કરવા પડયા છે તે માટે હું તે ભાઇ બ્હેનોની માફી માગુ છું. સંયોગ અને વિયોગ સર્વના નશીબે લખેલાં છે અને હું પણ તે દશાથી મુકત થઇ શકયો નથી. ગોધરા શહેરનાં ભાઇ બ્હેનોનો આટલો પ્રેમ અનુભવ્યા પછી મારે આજે રાતેજ જવું પડશે તેથી બહુ દીલગીર છું. થોડો વખત વધારે અહીં રહી શકયો હોત તો શીતળતા મળત પણ દેશમાં ચોતરફ દાવાનળ પ્રકટી રહ્યો છે ત્યાં સુધી એવી શીતળતા કેમ મળે? એટલા માટે વિયોગ પણ વ્હાલો કરવો પડશે. બ્હેન કુંવરબાઇએ જે છેલ્લું ગીત ગાયું તે સર્વને મધુરૂં લાગ્યું તેટલું બસ નથી. તેમાં

સ્તુઓ સમાયલી છે તેને ગોખી રાખજો એટલુંજ
ં તો એટલે સુધી કહ્યું છે કે, તારોજ મં
દ્રનુ બલિદાન આપું. અત્રે આટલાં બધાં માણસો આવેલાં છે તેઓ
ટીએ દર્શાવેલી આશા પાર પડવી એ બહુ ભારે નથી પરંતુ તે ત્ય
દયમાં રામ અને રહેમાનને એક સરખું સ્થાન આપવામાં આવે. ત
ા પાર પાડવાને પ્રતિજ્ઞા લેઇ શકાતી હોય તો લેઇ લો અને તમારાથા
બને તે કરજો. પરિષદમાંથી આપણે શું લીધું તે મેં લખી રાખ્યું છે
ા. આગામી વર્ષમાં તેમાંથી શું લેવડ દેવડ કરવી તે આપણે નક્કી કરવાનું છે. પ
આદર્શ તરીકે ઠરાવોજ રજુ કરી શકે. પરિષદથી તેનો અમલ થવા માટે ચણુ
બની શકતું નથી. આપણી માતૃભાષા ગુજરાતી ભાષામાં કેટલું બળ છે તે મેં
ને માંડી શકે તેવાઓ તેનાથી વિમુખ થઈ બેઠા છે; તેમને એ ભાષા માટે રાગ
ગુજરાતી ભાષામાં બોલીને મી. ખાપરડેએ બતાવી આપ્યું છે કે, તેઓ દક્ષિણી
તાં કેટલો રસ રેડી શકે? પંડિત નેકીરામ શર્માએ હિંદીમાં જે કાંઇ કહ્યું તે કોણુ
જ્યું? પરદેશની સુવર્ણમય ભાષા પણ ઉપકારી થઇ શકે નહિ; દેશની કથીર
સર ભાષાને તમે કાંચનરૂપ બનાવજો. હું તેટલું શીખ્યો છું અને તમે તે શીખશો તો ધન્યવાદ આપીશ. પરિષદમાં જે ઠરાવો પસાર થયા તેમાંના દશ ઠરાવ ખેડુતો માટેના છે. આપણે ખેડુતોને કોઇ રીતે ભુલવા માગતા નથી. કેટલાક ઠરાવો એવા છે કે, તેનો બોજો નીમાયલાં કાર્યભારી મંડળે ઉઠાવવો પડશે. જો તેઓ તે બોજો નહિ ઉપાડે તો બીજી પરિષદે તેમની પાસેથી હિસાબ લેવો પડશે. કેટલાક ઠરાવો એવા છે કે તેનો આવતા વર્ષેજ અમલ થઇ શકે. દાખલા તરીકે વેઠનો જે ઠરાવ છે તેમાં કાંઇ કાયદાનો ફેરફાર કરાવવાનો નથી. જો એ વેઠનો રિવાજ કાર્યભારી મંડળ દૂર નહિ કરી શકે તો બહેતર છે કે તેઓ આજેજ રાજીનામું આપે અને તેમણે ચુડી પહેરી લેવી પડશે. આપણે ભાઇ મહમદ અલી અને શઉકતઅલી માટે ઠરાવ કર્યો છે. ઠરાવ કરવો સહેલો છે પણ તેને ભુલવો એ તેથી પણ વધુ સહેલો છે. પરંતુ આપણે તેમને લેઇને મી. મોન્ટેગ્યુ પાસે જઇએ ત્યારેજ ખરા ગણાઇએ. કદાચ તે વખતે ના બને તો પણ મોસ્લીમ લીગના પ્રમુખની ખુરશી તો ખાલી રહેલી તે નહિ બને તેવી વાત છે. આ ઠરાવોનો આ વર્ષમાં–થોડા મહિનાઓમાં અમલ થાય તેવા છે. કાર્યભારી મંડળ ઉપર કેટલું જોખમ છે તે આથી સમજાશેજ. જે સ્વયંસેવકો આ પરિષદના કામમાં મદદ આપવા આવેલા છે તે માત્ર વિદ્યાર્થીઓજ નહિ પણ તે સુથાર મોચી વગેરે વેપારીઓ પણ છે એ સંતોષનું કારણ છે. આપણે અઢારે વર્ણને સંતોષવાની અને તેમની પાસેથી ઘણું શીખવાનું છે. તેમાંના વોલંટીઅરો પણ છે એ રૂડી દશા સુચવે છે. તે માટે તેમને જેટલો ધન્યવાદ આપીએ તેટલો થોડો છે. સ્વાગત મંડળે તો બહુએ કર્યું. રાત શું અને દિવસ શું તે તેઓ સમજતા નથી. ખાવાપીવાની પણ તેમણે દરકાર કરી નથી. ગાડીવાળાઓ પણ જોવાને ખાતર ઉમંગથી સસ્તા દરે અત્રે આવ્યા છે. તે સર્વેનો અને મંત્રીઓનો તે માટે જે ઉપકાર માનીએ તે થોડો છેજ. જે માનવંત પરોણાઓએ અત્રે પધારી આ મંડપને શોભાવ્યો છે તેમનો પણ ઉપકાર માનીએ છીએ. અહીંના અમલદાર વર્ગે પણ બનતી મદદ આપી છે તે માટે તેમનો પણ આભાર માનીએ છીએ. હું સર્વેના આભારથી અતિ કચડાયલો છું અને તમારો ફરીથી આભાર માનું છું.

# પ્રમુખ મહાત્મા ગાંધીજીનો ઉપ

વણુલાલ વ્રજરાય દેસાઇએ તે બાદ પ્ર

। તેના સમર્થનમાં બોલતાં જણાવ્યું કે, મહાત્મા ગાંધીજીએ ત્યું
વેદી આપણી જે સેવા બજાવી છે તે માટે આપણે તેમનો
, પાસે શબ્દો નથી પણ અંતઃકરણ છે અને હું તમારૂં અંતઃકરણ ખે
.ાં ગુજરાતી રાષ્ટ્રીય પરિષદને જન્મ અપાવ્યો છે. તે એક એવું રૂષ્ટપુષ્ટ
. તે જે કામ કરશે તે જોઈ આપણે દંગ થઇ જઇશું. મહાત્મા ગાંધીજી આ !
'.થી આ પ્રાંત પવિત્ર થયો છે. તેમનો ઉપકાર માનવાનો માત્ર એકજ રસ્તો છે.
..બ્દો સાંભળવાને ખુશી નથી. તેમણે અંગીકાર કરેલી દેશસેવાને અંગે આપણે કાં
શકીએ ત્યારેજ આપણે તેમના ઉપકારનો કાંઈક બદલો વાળી શકીશું. તેમણે આ
નિવાસ કર્યો છે તે આ પ્રાંતનું ઉજળું ભાવિ સુચવે છે.

**રા. નૃસિંહદાસ ભગવાનદાસ વિભાકરે** જણાવ્યું કે, મને આજે માગી તક મળી છે. પણ તેનો કેમ ઉપયોગ કરવો તે મને સુઝતું નથી. ક્ષોભ પામવો એ સ્વભાવ નથી. આખી જીંદગીમાં જો કદિ વધુમાં વધુ ક્ષોભ અનુભવ્યો હોય તો ક્ષણે અનુભવું છું. કેમકે એ યોગેન્દ્ર-નરરત્ન માટે ઉભરાઇ રહેલી લાગણી કેવી રીતે પ્રદર્શિત કરવી તે મને સુઝતું નથી. શ્રીયુત ગાંધીજી દક્ષિણ આફ્રિકાથી આવ્યા ત્યારે તેમના સંબંધમાં જે કાંઇ વાંચ્યું હતું તેથી સમસ્ત હિંદ અને હું તેમને માટે બહુ મગરૂર હતા પણ એ પ્રતાપી જીવનવાલા મહાપુરૂષનાં દર્શનની તક મળશે કે કેમ એજ જીજ્ઞાસા હતી. તેઓ હિન્દુસ્તાન આવે છે એવી ખબર મળતાં સર્વને એવી ઉર્મી ઉદ્દભવી હશે. તે નરરત્નના જીવનમાં આટલી મધુરતા, સત્ય અને ન્યાય માટે અડગ બહાદુરી છે-પ્રાણ પણ અર્પવાનો જેનો મંત્ર છે એવા મેરૂ સમાન બળવાન અને બહાદુર વીર જ્યારે દેશબાંધવોને મળે છે ત્યારે કુસુમ સરખા કોમળ હૃદયના જણાય છે એ જોઇ હું કહી શકતો નથી કે, એ તે કોઇ સાદા માણસ છે કે, મહાત્મા છે કે દૈવી વિભુતીઓની જે વાતો સાંભળીએ છીએ તે કોટિમાંના છે ? ભરૂચમાં કેળવણી પરિષદનું કામ કરી રહ્યા પછી, " પ્રાણસમાન બંધુઓ" એવા જે શબ્દો કાને પડયા હતા તે કોઇ સ્ત્રી પુરૂષ કદી નહિ ભુલશે. ગુજરાતના શહેરીઓ તે શબ્દોનો ભાવ સમજે અને તે હમેશાને માટે સિદ્ધ કરી આપીને મહાત્મા ગાંધીજીના અંતરને શાંતિ આપે તોજ તેમનો ઉપકાર માનવાની આ દરખાસ્ત સાર્થક ગણાશે. ઉપકારની વાત તેમનું દીલ હચમચાવી મુકે છે અને હું એક બાળક સમાન છું તે તેમનો ઉપકાર માનતાં વિશેષ શું કહી શકું ? ઘણાએ પોતાના દીલની લાગણીઓ છુપાવી રહ્યા છે તેમને પોતાના જીવનની રોશનીમાંથી એક નાનો દીપક પ્રકટાવવાની તેઓ રજા આપશે એવી હું આશા રાખું છું.

સ્વાગત મંડળના મંત્રી **રા. વામન સીતારામ મુકાદમે** જણાવ્યું કે, આ પરિષદમાં સહુએ માતૃભાષામાં બોલવું એવો ઠરાવ છે. મારી માતૃભાષા મરાઠી છે છતાં હું ગુજરાતીમાં બોલી એ નિયમનો ભંગ કરૂં છું તે માટે હું માફી માગું છું. જીવનમાં એક ઘડી એવી આવે છે કે તે અત્યંત આનંદની ગણાય. મારા જીવનમાં આ પળને હું તેવીજ સમજું છું. હું જે ઠરાવને ટેકો આપું છું ને અત્યંત મહત્વનો છે. ભુંડું કરનારનો